# શ્રીમદ્ ભગવદ્ગીતાનો

## ગુજરાતીમાં ટુંક સાર.

લખી પ્રસિદ્ધ કરનારઃ—

શા૦ હેમચંદ જેઠાભાઇ ધ્રુવ.

આવૃત્તિ ૨ જી] [સંવત્ ૧૯૭૮.

નકલ ૧૫૦૦.

# શ્રીમદ્ ભગવદ્ગીતાનો

## ગુજરાતીમાં ટુંક સાર.

લખી પ્રસિદ્ધ કરનાર:—

શા૦ હેમચંદ જેઠાભાઇ ધ્રુવ.

આવૃત્તિ ૨ જી.] [સંવત ૧૯૭૮.

નકલ ૧૫૦૦.



ॐ नमः कृष्णाय २ द्धाय ब्रह्मणे प मात्मन ॥
योगेश्वराय योगाय त्वामहं शरणं गतः ॥ १ ॥

# પ્રસ્તાવના.



હે પ્રિય વાંચકો આ લઘુ પુસ્તક ગીતાનો સાર તે ગીતા ઉપરથી મુદ્દાનો સાર લઇ ફકત લોકોનાં હિતાર્થે છપાવેલ છે. તેમાં કોઇ પણ અધ્યાયમાં તથા કોઇ પણ વિષયમાં અશુદ્ધ લખાણું હોય અથવા તો લખવામાં કાંઇ ભુલ હોય તો કૃપા કરી સુધારી વાંચશો. મારા દીલની ઉલટથી સર્વેને અનુકુળ થઇ પડે તે માટે આ ગીતાનો સાર ગુજરાતીમાં ટુંકમાં છપાવેલ છે. ગીતાના એક અધ્યાયનો પાઠ કરતાં અડધો પોણો કલાક લાગે તે કરતાં આ ટુંકમાં સારાંશ હોવાથી ફકત પાંચ મિનિટમાં પાઠ થઇ શકે તેમ છે. વળી પણ, ટુંકમાં હોવાથી શુદ્ધ સમજાય તેમ છે. જેમ દુધને જમાવી છાશ કરી તેમાંથી કાઢેલ માંખણ તૈયાર હોય તો તેનું ઘી કરતાં વખત લાગતો નથી, તેમ ગીતામાંથી માંખણ રૂપી આ સાર કાઢેલ છે. તો તે વાંચી તેનું મનન કરવાથી કૃતાર્થ થશો, એવી આશા રાખું છું, માટે મુમુક્ષુ પુરુષોએ આ પુસ્તકનો જેમ બને તેમ સદ્ઉપયોગ કરવો ને કરાવવો, કારણ જે ગીતામાંહેનાં બોલ સાક્ષાત્ શ્રી કૃષ્ણ પરમાત્માનાં મુખાર્વિંદના છે, તો તેઉપર શ્રદ્ધા રાખી તેનું મનન કરવાથી જરૂર આત્માનું શ્રેય થશે, એજ મારી નમ્ર વિનંતી છે.

લી૦ દાસાનુદાસ દીન સેવક,

**હેમચંદ જેઠાભાઈ ધ્રુવનાં**

ભગવત્ સ્મરણ વાંચશો.

# શ્રીમદ્ ભગવદ્ગીતા.

## અધ્યાય પહેલો.



વ્યાસજી ફરતા ફરતા હસ્તીનાપુર મધે રાજા ધૃતરાષ્ટ્રને ત્યાં આવ્યા. તે જોઇ રાજાએ વ્યાસજીની વિધીપૂર્વક પુજા કરી પવિત્ર આસન આપી બેસાડયા, અને કહેવા લાગ્યા જે ધર્મક્ષેત્ર એવા કુરૂક્ષેત્રમાં અઢાર અક્ષોણી સૈન્યા મળી મહા યુદ્ધ થશે. તે જોવાની ઇચ્છા છે, પણ આંખો વગર કેમ દેખી શકાય. તે વખત વ્યાસજી બોલ્યા જે હે રાજા તમોને દેવચક્ષુ આપું જેથી કરી અહીં બેઠા કુરૂક્ષેત્રમાં જે યુદ્ધ થશે, તે જોઈ શકશો. તે સાંભળી વિચાર કરી રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું જે આખી ઉમ્મર હું અંધ રહેલ ને હવે પુત્રને કુટુંબનો વધ જોવા માટે દેવચક્ષુ માંગવા તે વ્યાજબી નહીં. ત્યારે વ્યાસજીએ કૃપા કરી સંજયને દેવ ચક્ષુ આપી રાજા પાસે બેસાડયો અને કહ્યું જે, હે રાજા જે કાંઇ કુરૂક્ષેત્રમાં થશે તે સર્વે બીના સંજય તમોને કહેશે. એમ કહી વ્યાસજી ગયા.

રાજા ધૃતરાષ્ટ્ર સંજયને પૂછેછે, હે સંજય, હમણાં શું થાય છે અને યુદ્ધ કરવા કોણ કોણ રાજા આવેલછે, તે કહો.

**સંજય** કહેછે, હે રાજા પાંડવોના સૈન્યમાં જે યોદ્ધાઓ છે, તેઓનાં નામ સાંભળો. તમારા શિષ્ય અને દ્રુપદના પુત્ર એવા ધૃષ્ટદ્યુમ્ન, ગદાધારી ભીમ, બાણાવળી અર્જુન, વળી ધૃષ્ટકેતુ, ચેકીતાન, પરાક્રમી કાશી રાજા કુંતીભોજ, શૈબ્ય રાજા, યુદ્ધામન્યુ, ઉત્તમૌજા, અભિમન્યુ, રાજા યુધિષ્ટર વગેરે બળવાન યોદ્ધાઓ છે.

અને આપણાંમાં જે યોદ્ધાઓ છે તેઓનાં નામ સાંભળો. દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, કર્ણ, યુદ્ધનો વિજય કરનારા કૃપાચાર્ય, યુદ્ધવિજયિ અશ્વત્થામા, વિકર્ણ તથા સોમદત્તનો પુત્ર ભુરિશ્રવ, દુર્યોધન વગેરે ઘણાંક બળવાન યોદ્ધાઓ છે.

અને યુદ્ધની તૈયારી થતાં બન્ને સેનાઓમાં શંખ-નાદ થવા લાગ્યા અને શસ્ત્રોનો મારો ચાલુ થયો. તે જોઇને જેની ધ્વજામાં હનુમાન કપીવર છે એવા અર્જુને ધનુષ ઉગામીને કૃષ્ણ પરમાત્માને કહ્યું કે " હે અચ્યુત, આ સૈન્યમાં કોણ કોણ લઢવા આવેલ છે, ને મારે કોની સાથે લઢવું યોગ્ય છે તે હું જોઉ ત્યાં સુધી રથને બન્ને સેનાની

વચ્ચે હાંકી ઉભો રાખો." એ સાંભળી શ્રી કૃષ્ણે રથને બન્ને સેનાની વચ્ચે હાંકી ઉભો રાખ્યો. અને જોયું તો ગુરૂ દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, દાદાઓ, કાકાઓ, પુત્રો, આચાર્યો વગેરેને જોઇ પરમ દયાળુ બની મનને ખેદ કરતો આ પ્રમાણે બોલ્યો.

**અર્જુન** કહેછે—હે કૃષ્ણ આ મારા કુટુંબીઓને જોઇ મારા શરીરમાં કંપ થાયછે, રૂવાંટા ઉભા થાયછે, હાથમાંથી ગાંડીવ ધનુષ નીચે પડી જાયછે, અને મુખમાં શોષ પડેછે. હે કેશવ, હું અશુભ સુચવનારા અપશુકનો પણ જોઉંછું. હે કૃષ્ણ, હે ગોવીંદ, હે જનાર્દન, ત્રણ લોકનાં રાજ્યને માટે પણ શત્રુઓને મારૂં નહીં તો એક પૃથ્વીને માટે આ સંબંધીઓને કેમજ મારૂં ? વળી હે મધુવંશોત્પન્ન કૃષ્ણ અમો સંબંધીઓને મારીને કેમ સુખી થઇયે. કદાચિત આપ કહેશો જે તું તેને મારીશ નહીં, પણ રાજ્ય લોભને લીધે તેઓ તુંને મારશે, માટે તું તેઓને મારીને રાજ્ય ભોગવ. તેનાં ઉત્તરમાં કહેવાનું જે મને તે રાજ્ય સુખની ઇચ્છા નથી. હે જનાર્દન ભગવાન ! આ દુર્યોધન વગેરે જેઓનું મન રાજ્યનાં લોભથી અવિવેકી થયું છે, તેથી તે કુળનો ક્ષય તથા મિત્રનો દ્રોહ કરવાથી લાગતા

પાતકને જાણતા નથી, પરંતુ અમો તે પાપને જાણીએ છીએ. માટે આ પાપમાંથી દુર રહેવા અમો કેમ વિચાર કરીએ નહીં. હે જનાર્દન ભગવાન! જેઓનો જાતિધર્મ, કુળધર્મ, તથા આશ્રમધર્મ વિનાશ થાય છે, તે મનુષ્યનો નિત્ય નર્કમાં વાસ થાય છે. અરેરે મહા ખેદની વાર્તા છે, કે અમે મહા પાપ કરવા તૈયાર થયા છીએ. એમ કહી અર્જુન ધનુષ્ય નીચે નાંખી દઇ રથ ઉપર બેસી રહ્યો અને બોલ્યો–હે પ્રભુ! આ ક્ષણિક સુખની ખાતર અમારાથી અઘોર પાપ ન થાય. એવી અમ ઉપર કૃપા કરી સુબુદ્ધી આપો અને નિરંતર આપનું શુદ્ધ અંતઃકરણથી ચિંતવન થયા કરે એવી કૃપા કરો. ઇતિ શ્રીમદ્‌ભગવદ્ ગીતાયે અર્જુનવિષાદયોગ નામનો પ્રથમો અધ્યાય સંક્ષેપમાં સંપૂર્ણ.

—:○:—

## અધ્યાય બીજો.



સંજય ધૃતરાષ્ટ્રને કહે એ વખત અર્જુનને ઘણોજ શોક કરતો જોઇ શ્રીકૃષ્ણ કહે 'હે અર્જુન, તુંને આ ખોટો મોહ ક્યાંથી થયો અને આવું તે કયું પાપ આ વખત નડયું. જેથી કરીને લોકને હસવાનું થાય અને અંતે નર્ક મળે. માટે હે પાર્થ, તું તે ખોટો મોહ છોડી દે અને યુદ્ધ

કરવા તૈયાર થા.' એવા પ્રભુનાં વચન સાંભળી અર્જુન કહે 'હે પ્રભુ, હે જગન્નિયંતા, હે સચ્ચિદાનંદ નાથ પુજા કરવા યોગ્ય ભીષ્મ, દ્રોણ અને આ મારા કુટુંબીઓને માટે રાજ્ય સુખની ઇચ્છા રાખીએ તેનાં બદલે પિતા અને ગુરૂનો વધ કેમ થાય માટે તે રાજ્ય સુખની મને ઇચ્છા નથી. ગુરૂ અને પિતાનો અને કુટુંબીઓનો વધ કરૂં તે કરતાં ભીખ માગીને ખાવું તે ઉત્તમ છે. પણ ગુરૂ અને પિતાસાથે લઢીશ નહીં. આવા ખેદકારક અર્જુનનાં વચન સાંભળી ભગવાન કહે 'હે અર્જુન, આ તારો ખોટો વાદ છે. અને તે વિષે તું સાંભળ! તુંને માયાએ મોહિત કરેલ છે, જેથી આવાં વચન બોલેછે, પણ અંતે સર્વે એકજ છે. કોના ગુરૂ, કોના શિષ્ય અને કોના માત ને કોના તાત, કોના સ્ત્રી, પુત્ર, કુટુંબ વગેરે સર્વે મિથ્યા છે, અને આત્મા એકજ છે. આત્માને જન્મ મરણ નથી. જેમ રૂતુ પુઠે રૂતુ આવે ને જાય, સુરજ ઉગે ને અસ્ત થાય તેમ બ્રહ્મતેજ અખંડ છે. તું આત્મજ્ઞાનથી વિચાર કરીને જો. જેમ જળમાં પરપોટા થાય ને પાછા જળમાંજ સમાય તેમજ પરમેશ્વરની ઇચ્છાએ આ અસ્થીર માયા થયા કરેછે, પણ આત્માને જન્મ મરણ નથી. માયાનાં બળથી અજ્ઞાનતાને લીધે હું અને મારૂં જણાય છે. જેમ હજારો પાણીના ઘડા ભરેલ હોય તે સર્વે

ઘડામાં ચંદ્રબીંબ પડેછે, પણ ચંદ્રમા તો આકાશમાં એકજ છે. હજારો ઘડામાં પાણી ભરવાથી હજારો ચંદ્ર ઘડામાં દેખાય છે. તેમજ હરીનો સર્વે વાસ છે. ઘડો ભાંગી જવાથી પાણી ઢોલાઇ જ્યાંનું ત્યાં જાય છે પણ ચંદ્રમા તો વેગળો ને વેગળો રહેછે. તેને કાંઇ દુઃખ થતું નથી. તેમ જે નિર્વિકાર અવિનાશી અગમ અગોચર અને જેની વાણીથી તેમ બુદ્ધીથી પણ વાત થઇ શકે નહીં તેની ચિંતા તું શા માટે કરેછે? વળી પણ વાયુ જેને સોષી શકતો નથી, અગ્ની બાળી શકતો નથી, જળ બુડાડી શકતું નથી, આકાશ ગળી શકતું નથી, શસ્ત્ર ભેદી શકતું નથી, એવો જે અમર અને અવિનાશી આત્માની ચિંતા શામાટે કરેછે? માટે હે અર્જુન તું મનમાં નિર્ભય થઇ યુદ્ધ કરવા ઉભો થા. ક્ષત્રીનો ધર્મ છે, જે યુદ્ધમાં પાછી પાની કરવી નહીં. અને સત્યપણે યુદ્ધ કરવાથીજ ક્ષત્રીને સ્વર્ગ મળેછે. વળી પણ રણસંગ્રામમાં જે ક્ષત્રી મરે તેનો ઓદ્ધાર થાય છે. માટે હું સત્ય કહું છું જે એમાં પાપ નથી. વળી પણ આ વખતે તું યુદ્ધમાં પાછી પાની કરીશ તો સર્વે કહેશે "જે અર્જુન બીકથી નહાશી ગયો." અને તેથી કરી લોકોમાં અપજશ થશે અને અપજશ સારા માણસને મરણ કરતાં પણ વધારે છે. હે ભરતવંશી રાજા અર્જુન

સર્વના શરીરોનો વિનાશ કરતાં છતાં પણ આ આત્માનો કદીપણ નાશ થઇ શકતો નથી. માટે તારે સર્વ પ્રાણીઓનો શોક કરવો એ યોગ્ય નથી. માટે તું સ્વધર્મ છોડ નહીં. તું કદાચિત યુદ્ધમાં મરણ પામીશ તો સ્વર્ગમાં જઇશ અને વિજય કરીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ.

સુખ તથા દુઃખને સમાન ગણીને, તેના કારણભુત લાભ તથા હાનીને સમાન ગણીને તથા તેનાં કારણભુત જય પરાજયને સમાન ગણીને આ મારો સ્વધર્મ છે. આવી બુદ્ધીથી જો તું યુદ્ધ કરીશ તો તુંને પાતક લાગશે નહીં.

હે અર્જુન! તુંને આટલું જ્ઞાન કહ્યાં છતાં પણ તુંને આત્માનો સાક્ષાત્કાર થયો ન હોય તો તું અંતઃકરણની શુદ્ધી દ્વારા આત્માનો સાક્ષાત્કાર કરવા માટે કર્મ યોગ વિષે કેવી બુદ્ધી કરવી તે સાંભળ. તું પરમેશ્વરને કર્મો અર્પણ કરવાથી શુદ્ધ અંતઃકરણવાળો થઇશ અને ઇશ્વરની કૃપાથી જ્યારે તુંને જ્ઞાન થાશે, ત્યારે તું કર્મરૂપી બંધનનો સર્વથા ત્યાગ કરીશ. હું પરમેશ્વરની ભક્તિથીજ અવશ્ય તરીશ એવો દ્રઢ નિશ્ચય કરી અહોનિશ સંધ્યા વંદન વગેરે નિત્ય નિયમીત કર્મો કર. નિષ્કામ કર્મ કરવાથી વિઘ્નનો કે અપૂર્ણતાનો સંભવ રહેતો નથી અને કરેલાં કર્મ નિષ્ફળ જતાં નથી. અમુક કર્મો કરીશ તો અમુક ફળ મળશે, ને

અમુક કર્મ કરીશ તો અમુક ફળ મળશે. એવી અભિલાષાથી કરેલાં કર્મોનું કોઇ અંગ અપૂર્ણ રહી જાય, તો તે કર્મ નિષ્ફળ જાય છે. પણ નિષ્કામ કર્મ નિષ્ફળ જતાંજ નથી. માટે સ્વશક્તિ પ્રમાણે નિષ્કામ કર્મ કરવાં. અને નિષ્કામ થવા માટે સુખ, દુઃખ આદી દ્વંદ્વ ધર્મ રહિત થા. નિત્ય સત્વ ગુણથી તથા અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ માટે અને પ્રાપ્ત વસ્તુની રક્ષા માટે પ્રયત્ન રહિત તથા પ્રમાદ રહિત તથા કારણ જે સુખ દુઃખથી વ્યાકુળ થયેલો હોય, યોગ અને ક્ષેમ માટે ઉદ્યોગ કરતો હોય તથા પ્રમાદશીલ અને અધિર હોય તે મનુષ્ય નિષ્કામ થઇ શકતો નથી. હે ધનંજય હું કર્મકર્ત્તા છું. આવું અભિમાન ત્યાગ કરીને અને કર્મનું ફળ મળે, અથવા ન મળે તોપણ શું ? પણ મારી ફરજ છે, એમ સમ બુદ્ધી રાખીને શુદ્ધ અંતઃકરણથી એક પરમેશ્વર પરાયણજ થઇ કેવળ ઇશ્વરાર્પણ કર્મ કર. એવી રીતે નિષ્કામ કર્મ કરવાથી જ્ઞાની બનેછે અને જન્મ મરણનાં બંધનમાંથી મુક્ત થઈ મોક્ષ નામનાં વિષ્ણુ પદને પામેછે.

અર્જુન પુછેછે હે કેશવ, સ્વભાવીક રીતે સમાધીમાં રહેલા જ્ઞાની અને નિશ્ચય બુદ્ધિવાળાનાં લક્ષણ શું તે કૃપા કરી કહો ?

**ભગવાન** કહેછે હે અર્જુન, મનુષ્ય જયારે પોતાના પરમાનંદ સ્વરૂપમાં પ્રસન્ન રહી અર્થાત આત્મારામ બનીને સર્વે તુચ્છ કામનાઓનો ત્યાગ કરેછે, ત્યારે તે સ્થીર બુદ્ધીવાળો કહેવાય છે. વળી દુઃખને વખતે ખેદ કરતો નથી અને સુખથી મદ થતો નથી, તથા રાગ, ભય, ક્રોધ રહિત છે. તેમ જેને સ્ત્રી, પુત્ર, કુટુંબ અને સર્વે પ્રાણી ઉપર સમાન દ્રષ્ટી છે, તેમ મિત્ર અને શત્રુ ઉપર દ્વેષ કરતો નથી, અને કેવળ પ્રભુપરાયણ રહેછે, તેને સ્થીર બુદ્ધીવાળો જાણવો. હે કુંતીપુત્ર મોક્ષ માટે પ્રયત્ન કરનારા એવા વિવેકી મનુષ્યના મનને પણ મથન કરનારી ઇંદ્રિયો પુરૂષ અને સ્ત્રીને બળાત્કારે વિષયોના તરફ ખેંચી જાય છે, માટે યોગીએ સર્વે ઇંદ્રિયોને પોતાના આધિન રાખી મારા પરાયણ રહેવું. જેણે ઇંદ્રિયોને વશ કરી નથી, તેને આત્મજ્ઞાન હોતું નથી, તો સ્થીર બુદ્ધીની વાતજ શી કરવી અને તેવા મનુષ્યથી પરમાત્માનું ધ્યાન પણ થઇ શકતું નથી, તો તેને શાંતી પણ ક્યાંથી મળે? ઇંદ્રિયો વશ નહીં હોવાથી વિષય તરફ ભટકનારી ઇંદ્રિયો વિષય તરફ લઇ જઇ (મિથ્યા મોહજાળ રૂપી ભવસાગરમાં) ભમાવેછે. જેમ ગાફલ રહેલાં ખારવાનાં વહાણને વાયુ સમુદ્રમાં ભમાવે છે તેમજ ઇંદ્રિયો વશ નહીં રાખવાથી આ સંસારમાં ભમ્યા કરેછે. માટે ઇંદ્રિયોને વિષયો તરફ જવા

નહીં દેતાં વશ રાખવી અને પ્રભુપરાયણ થઇ પરમેશ્વરના આરાધનથી શુદ્ધ અંતઃકરણવાળો આ બ્રહ્મનિષ્ટાને પ્રાપ્ત થઇ ફરી સંસારમાં મોહ પામતો નથી. માટે બાલ્યાવસ્થાથી પ્રભુ પરાયણ રહી નિષ્કામ કર્મ કરવાં. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતાયે અર્જુન વિષાદયોગ નામના બીજા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

પ્રિય વાંચકો નીચેનાં અધ્યાયને વાંચી તેનું મનન કરશો તોજ વાંચવાનું સાર્થકતા છે.

——:o:——

## અધ્યાય ત્રીજો.

હે ભગવંત, કોઇ વાક્યોમાં કર્મની પ્રસંશા તો કોઇ વાક્યમાં જ્ઞાનની પ્રસંશા આમ સંદેહ ઉત્પન્ન કરનારાં વ્યામીશ્ર વચનો કહીને તમે મારી બુદ્ધીને દોલાની પેઠે દોલાવતા જાણે મોહ કરતા હો તેમ લાગેછે. અર્થાત તમે તો પરમદયાળુ છો, તમે મોહ કરતાજ નથી. તથાપી મને એમ જણાય છે માટે તે બન્નેમાં જેથી મુને મોક્ષનો લાભ થાય તેવું કલ્યાણકારક જે સાધન હોય તે કહો. શ્રી કૃષ્ણ કહે, બંને મારગ સરખા છે. પુરૂષ કર્મ ન કરવાથી જ્ઞાનને પામતો નથી; અર્થાત કર્મોદ્વારા ચિત્ત શુદ્ધી થવાથી જ્ઞાન સંપાદન

૯-૯-૬૨



થાય છે. જેમ સૂરજના પ્રમાણને લીધે રાત દિવસ થાય છે, અને જેમ પાશાણ અને કાષ્ટમાં પણ અગ્ની રહેલ છે, પણ પ્રયત્ન વગર ખબર પડતી નથી, તેમજ કર્મ કરવાથી જ્ઞાન થાય છે. કોઇ ગ્રહસ્થાશ્રમ મુકીને વનમાં જાય અને વનમાં વસ્ત્રનો ત્યાગ કરી સન્યાસી થાય પણ તેને તત્વજ્ઞાન થયું ન હોય તો તેથી કરી બ્રહ્મની પ્રાપ્તી એટલે મોક્ષ પામે નહીં. માટે સારી પેઠે ચિત્ત શુદ્ધી થવા માટે જ્ઞાન પ્રાપ્ત થાય ત્યાંસુધી વર્ણનાં તથા આશ્રમનાં કર્મો કરવાં કારણકે વર્ણાશ્રમનાં કર્મ ન કરવાથી ચિત્ત શુદ્ધી થતી નથી, અને ચિત્ત શુદ્ધી થયા વિના જ્ઞાન મળતું નથી. માટે તું કર્મના ફળોની અભિલાષાનો ત્યાગ કરીને અવશ્ય કરવા યોગ્ય સંધ્યાવંદન વગેરે નિત્ય નૈમીત્તીક કર્મો કર. કારણકે જે પુરૂષ ફળેચ્છા સહિત થઇને કર્મ કરેછે તે પુરૂષ ચિત્ત-શુદ્ધીદ્વારા જ્ઞાન અને જ્ઞાનદ્વારા મોક્ષને પામેછે. જનક આદિક રાજાઓ કર્મ વડેજ શુદ્ધ અંતઃકરણવાળા થઇને ઉત્તમ એવા તત્વજ્ઞાનને પામ્યા છે. તું જો પોતાને સારો જ્ઞાની માનતો હો તથાપી તારે કર્મ કરવા કલ્યાણકારક છે. હે અર્જુન મારે આ ત્રણ લોકમાં કંઈપણ કર્ત્તવ્ય કર્મ નથી કારણકે મને .નહીં મળેલી અથવા મેળવવા યોગ્ય કોઈપણ વસ્તુ નથી, તેમ મને જન્મ મરણ નથી, છતાં

પણ હું કર્મ કરૂં છું. કારણકે વેદમાં પણ વર્ણાશ્રમનાં ધર્મ કહેલ છે. અને તે કર્મ લોકોને કરવાનો ધર્મ છે. માટે હું કર્મ કરૂં નહીં તો સર્વે મનુષ્યો સર્વથા મારા માર્ગેજ અનુસરે અર્થાત કર્મ કરે નહીં. માટે બીજાનો ધર્મ ગૃહણ નહીં કરતાં પોતાનો સ્વધર્મ પાળવા અને તેથી અંતે મારૂં પદ પામશે.

**અર્જુન** કહેછે, હે વૃષ્ણિવંશોત્પન્ન શ્રી કૃષ્ણ મનુષ્ય પાપકર્મ કરેછે તે કોની પ્રેરણાથી કરેછે, તે કૃપા કરી કહો. હે અર્જુન પાપમાં પ્રવૃત્તિ થવાનું કારણ કામ છે અને કામ એજ ક્રોધ છે. કામ રજોગુણથી ઉત્પન્ન થાય છે. તે પૂર્ણ નહીં કરી શકાય તેવો અતિ ઉગ્ર છે. કામને મોક્ષ માર્ગમાં વેરી સમજવો. સત્વગુણની વૃદ્ધી થાય છે ત્યારે રજોગુણ ઉત્પન્ન થાય છે. જેમ ધુમાડાવડે અગ્ની ઢંકાયછે, આંગતુક મળવડે જેમ અરીસો ઢંકાયછે, અને પૂર્વોત્પન્ન ઓળવડે જેમ ગર્ભ ઢંકાય છે, તેમ ઘણીજ લાલસાવાળો અગ્ની સમાન તાપ આપનાર આ કામ જ્ઞાનીનાં જ્ઞાનને ઢાંકી દીએછે, અને જીવને મોહિત કરી ભમાવેછે, અને તેથી અભિમાન પણ આવેછે. માટે હે અર્જુન ઇંદ્રિયોને વશ રાખવી, મન અને બુદ્ધિને પ્રવૃતી માર્ગમાંથી ખસેડી નિવૃતી માર્ગમાં લગાડવી. વિષયોથી તથા ઇંદ્રિયાદિકથી થનાર કામાદીક વિકારો બુદ્ધીનાજ

વિકાર છે, અને આત્મા નિર્વિકાર છે. માટે તે બુદ્ધીનો સાક્ષી છે. તેથી તેને બુદ્ધી કરતાં શ્રેષ્ઠ જાણવી. નિશ્ચયાત્મિક બુદ્ધીને સ્થીર કરી જેની ગતી જાણી શકાય નહીં એવા કામરૂપી શત્રુઓનો નાશ કર. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે કર્મ યોગ નામના ત્રીજા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

પ્રિય વાંચકો નીચેનાં અધ્યાયને વાંચીને તેનું મનન કરશો તોજ વાંચવાનું સાર્થકતા છે.

——:૦:——

## અધ્યાય ૪ થો.



**શ્રી ભગવાન** કહેછે—હે અર્જુન, મેં તુને જે તત્વ-જ્ઞાન કહ્યું, તે પ્રથમ મેં સૂરજને કહેલ, સૂરજે મનુને કહેલ, મનુએ ઇક્ષ્વાકુને કહેલ અને ત્યાંથી રાજર્ષિઓ જાણતા, અને તે જ્ઞાનથી અંબરીષ રાજા રાજવૈભવ ભોગવતાં છતાં પરમ ભક્ત થઇ, જગમાં ઘણો જશ વધારી, અંતે મારાજ પદને પામેલ છે.

**અર્જુન** કહેછે—હે પ્રભો, આપનો જન્મ પછી થયો છે, અને સૂર્યનો જન્મ તો આપની પહેલાં થયેલ છે, માટે પ્રથમ આપે આ યોગનો ઉપદેશ સૂર્યને કર્યો હતો, એ વાર્તા હું કેમ માની શકું ?

**શ્રી ભગવાન** કહેછે-હે અર્જુન, તારા તથા મારા અનંત જન્મો થઇ ગયા છે, તે સર્વે જન્મોને હું જ્ઞાનના બળથી જાણું છું. પરંતુ તું અજ્ઞાનતાને લીધે જાણી શકતો નથી. હું જન્મરહિત છું. અવિનાશી અને સર્વ પ્રાણીનો ઈશ્વર છું. મારાથી બ્રહ્માની ઉત્પત્તી છે. હું અનાદી અને સ્વતંત્ર પરબ્રહ્મ છું, છતાં પણ જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મનો વધારો થાય છે, ત્યારે હું મારી માયાવડે શુદ્ધ તેજસ્વી સત્વ-ગુણી મુર્ત્તિને ધારણ કરી, દુષ્ટનો સંહાર કરવાને મારા ભક્તની રક્ષા કરવા માટે અને સદ્ધર્મનું સ્થાપન કરવા માટે યુગે યુગે અવતાર ધારણ કરૂં છું. મારાં ભક્તોનું દુઃખ મારાથી સહન થઇ શકતું નથી. મારો સ્વેચ્છાથી ધારણ કરેલો અલૌકિક જન્મ તથા ધર્મની રક્ષા કરવા રૂપી મારાં અલૌકીક કર્મો આ બન્નેને જે પારકાનાં અનુગ્રહ માટેજ છે, આમ જાણેછે તે દેહાભિમાનનો ત્યાગ કરી ફરી જન્મ પામતો નથી, અર્થાત મનેજ પામેછે. હું શુદ્ધ સત્વગુણવાળા અવતારો ધારણ કરીને ધર્મનું રક્ષણ કરૂં છું. આવું મારૂં પરમ કારૂણીકપણું જાણીને રાગ, ભય તથા ક્રોધથી રહિત થઇને મારામાંજ ચિત્ત લગાડીને મારે આશ્રયે રહેનારા મારી કૃપાથી મળી શકે તેવાં જ્ઞાન તથા તપ વડે શુદ્ધ થઇ મારાં સ્વરૂપને પામ્યા છે.

**અર્જુન** કહેછે–હે પ્રભો તમો શરણાંગત ભક્તોનેજ આત્મસ્વરૂપનો લાભ આપોછો, પરંતુ બીજા સકામ કર્મ કરનારાઓને આપતા નથી. ત્યારે તમારામાં પણ વિષમ દ્રષ્ટિ છે. તેનાં ઉત્તરમાં **ભગવાન** કહેછે જે પુરૂષો મુને જે પ્રમાણે અર્થાત નિષ્કામ સકામપણે ભજેછે, તેને હું તેવી રીતે ફળ આપુંછું. સકામપણે ભજનારા એટલે કર્મનાં ફળની આશા રાખનારા, ઇંદ્ર આદિ દેવતાઓનું યજન કરેછે, પણ સાક્ષાત્ મારૂં યજન કરતાં નથી. જેથી જે જે દેવની ઉપાસના કરેછે, તે તે દેવ તેનાં કર્મનું ફળ મનુષ્યલોકમાં ઝટ આપેછે, પણ જ્ઞાન તો અતિ દુર્લભ છે. કર્મ, અકર્મ ને વિકર્મની ગતી મહા ગહન છે, અર્થાત દુઃખે કરીને જાણી શકાય તેવી છે.

જે મનુષ્ય પરમેશ્વરનાં આરાધન રૂપી કર્મ, જ્ઞાનનો હેતુ હોવાથી તે બંધનકારક નથી, માટે તેને અકર્મ જાણેછે. તથા વેદવિહિત કર્મ ન કરવાથી દોષ લાગેછે ને બંધન પ્રાપ્ત થાય છે, માટે તેને કર્મ જાણેછે.

ગૃહસ્થાશ્રમમાં રહી, જે પુરૂષ હાની અથવા લાભમાં શોચ કે હરખ નહીં કરતાં જે ઇશ્વર ઇચ્છાએ મળે તેમાં સંતોષ માની દુષ્ટ સંગતથી અલગ રહેછે, તે કામ ક્રોધથી

લોપાતો નથી. અને શુદ્ધ જ્ઞાનથી જેણે મન તથા બુદ્ધીને વશ કરેલ છે, તે અંતે પરમ પદને પામેછે. જેની કામના શાંત થઇ છે, જેનું મન તથા શરીર નિયમમાં છે, અને જેણે સર્વે સર્વ પરીગ્રહનો ત્યાગ કર્યો છે, અને જેણે સદ્‌ગુરૂનાં વચન ગ્રહણ કરેલાં છે, તે પુરૂષ અભિમાન રહિત થઇને માત્ર શરિર સંબંધી કર્મ કરેછે. તથાપી તે અવિહિત કર્મ કરવાથી દોષને પ્રાપ્ત થતો નથી, અને દૈવેચ્છાથી મળેલી વસ્તુવડે સંતોષ માની, કોઈપણ જીવસાથે સમાન વરતનાર, લાભ કે અલાભ થતાં પણ શોચ કે હરખ નહીં કરનાર પુરૂષ બંધનને પામતો નથી. જે નિષ્કામ છે, રાગ આદિકથી રહિત છે, જેનું મન પરબ્રહ્મ સાથે અહોનિશ લાગેલું છે, તે મનુષ્યનાં ઇશ્વર નિમિત્તે કરેલાં સર્વે કર્મ વાસનાવાળાં છતાં પણ વિનાશ પામેછે.

હે અર્જુન, પ્રદિપ્ત થયેલો અગ્ની જેમ લાકડાને બાળીને ભસ્મ કરેછે, તેમ આત્મજ્ઞાનરૂપી અગ્ની પણ પ્રારબ્ધ કર્મ વિના બીજાં સર્વે કર્મોને બાળી નાંખે છે. તપશ્ચર્યા, યોગ, વૃત વગેરે સાધન કરતાં જ્ઞાન સૌથી ઉત્તમ છે, અને તે આત્મજ્ઞાન ઘણાંક જન્મનાં સત્કર્મના યોગથી ઈશ્વરકૃપાએ મળેછે. માટે આત્માના અજ્ઞાનથી તથા

શોકાદિકથી ઉત્પન્ન થયેલા હૃદયગત એ સંશયને દેહ તથા આત્માના વિવેકરૂપી ખડગ વડે છેદી નાંખ, અને પરમાત્માના જ્ઞાનમાં ઉપાયભુત કર્મયોગનો આશ્રય કર. અને હે અર્જુન, યુદ્ધ કરવા માટે ઉભો થા. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે જ્ઞાન વિભાગ યોગ નામનાં ચોથા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

પ્રિય વાંચકો નીચેના અધ્યાયને વાંચી તેનું મનન કરશો તોજ વાંચવાનું સાર્થકતા છે.

—:o:—

## અધ્યાય ૫ મો.

ચોથા અધ્યાયમાં છેવટ શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું જે—અજ્ઞાનથી થયેલા મનનાં સંશયને, જ્ઞાનરૂપી ખડગવડે કાપી નાંખીને તું કર્મયોગ કર. તે સાંભળી અર્જુન કહે હે નાથ, હે ઇશ્વર, ઘડીકમાં આપ સર્વ કર્મોનો સન્યાશ કરવાનું કહોછો, અને ઘડીકમાં જ્ઞાનરૂપી ખડગવડે સંશયને દુર કરીને કર્મ કર, આ પ્રમાણે કર્મનો ત્યાગ તથા કર્મનો સ્વીકાર, તે બન્નેનું સ્વરૂપ એક બીજાથી વિરૂદ્ધ છે, માટે તે એકજ વખતે કેવી રીતે બની શકે. અને તે બન્નેમાં જે વધારે ઉત્તમ હોય તે કૃપા કરી કહો. શ્રી ભગ-

વાન કહેછે, કર્મોનો ત્યાગ તથા કર્મોનો સ્વીકાર એ બન્ને કલ્યાણ કરનારાં છે. તથાપી, કર્મોનો ત્યાગ કરવા કરતાં કર્મ કરવાં એ વધારે શ્રેષ્ટ છે. કર્મ કરવાથી ચિત્તની શુદ્ધી થાય છે અને ચિત્ત શુદ્ધ થવાથી તેમને આત્મજ્ઞાન થશે, અને આત્મજ્ઞાનનો પરિપક્વ કરવા માટે, અહોનિશ સત્કર્મો કરવાં, તે શ્રેષ્ટ છે. જે પુરૂષ કોઇપણ વસ્તુ ઉપર રાગ દ્વેષ કરતો નથી, પરંતુ પરમેશ્વર અર્થેજ કર્મો કરેછે, તેને કર્મ કરવા છતાં નિત્ય સન્યાશીજ જાણવો. સત્કર્મ કરનારો પુરુષ ક્રમપ્રમાણે તત્વવેત્તા થયા પછી, દર્શન કરતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સુંઘતાં, ખાતાં, ચાલતાં, ઉઠતાં, બેસતાં, નિદ્રા કરતાં, શ્વાસ લેતાં, વિલાપ કરતાં, ત્યાગ કરતાં, ગ્રહણ કરતાં, આંખ ઉઘાડતાં તથા આંખ મીંચતાં છતાં, પણ એ કંઇ હું કરતો નથી. એ તો ઇંદ્રિયો ઇંદ્રિયોનાં વિષયમાં વર્તેછે. આમ નિશ્ચય બુદ્ધિ કરી ઈશ્વરપરાયણ થઈ, હું કંઇપણ કરતો નથી, એમ જે માનેછે, તે તત્વવેત્તા પુરૂષ કર્મો કરતાં છતાં પણ કર્મોથી બંધાતો નથી. જે સર્વે કર્મો પરમાત્માને અર્પણ કરેછે, અને તેનાં ફળની આશા કરતો નથી, તે પાણીમાં પડેલું કમલપત્ર જેમ પાણીથી લેપાતું નથી, તેમ તે પણ પુણ્ય પાપરૂપી કર્મ વડે લેપાતો નથી, અને અંતે મોક્ષ પદને પામેછે.

જેનું મન સમતામાં રહેલું છે, જેણે ઇંદ્રિઓને કબજે રાખેલ છે, અને જેની બુદ્ધી ઇશ્વર વિષેજ નિશ્ચયાત્મક છે, જેનું મન સ્થીર છે, અને જે કામ તથા ક્રોધથી રહિત છે, અને જે સર્વ પ્રાણીઓનાં હિતમાં તત્પર છે, એવા સન્યાશીઓ જીવતાં પણ સદા મુક્તજ (જીવનમુક્ત) સમજવા. અને અંતે પરબ્રહ્મમાંજ લય થાયછે. એટલે મુનેજ પામે છે. માટે મારા ભક્તોએ કરેલા યજ્ઞોનો તથા તપશ્ચર્યાનો દૈવેચ્છાથી ઉપભોગ કરનાર, સર્વે લોકનો મહેશ્વર અને અંતરજામી એવો જે હું તેને જાણ્યા પછી મારી કૃપાથી મોક્ષને પામેછે. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે સન્યાશ યોગ નામના પાંચમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

પ્રિય વાંચકો નીચેનાં અધ્યાયને વાંચીને તેનું મનન કરશો તોજ વાંચવાનું સાર્થકતા છે.

—:૦:—

## અધ્યાય ૬ઠો.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન, જે પુરૂષ કર્મનાં ફળની ઇચ્છા રાખ્યાવિના શાસ્ત્રોક્ત કર્મો કરેછે, તેજ સન્યાશી તથા યોગી છે. કર્મના ફળની આશા રાખનાર, કર્મનિષ્ટ કે જ્ઞાનનિષ્ટ હોય તોપણ તે યોગી ગણાતો નથી,

અને ઉલટો ધર્મનો નાશ કરી પાપનો ભાગી થાય છે. મુખ્યત્વે અભિમાન રહિત થઇ, નિષ્કામ કર્મ કરનારો ઉત્તમ ગતીને પામેછે. સંસારમાં વિરાગ પામેલું મનજ પોતાનો બંધુ એટલે ઉપકાર કરનાર છે. અને સંસારના સંગમાં આશક્ત થયેલું એક મનજ પોતાનો વૈરી એટલે અશુભ કરનાર છે, માટે મનને વશ કરવું. ઉપદેશથી મળેલા જ્ઞાનવડે તથા સાક્ષાત્ અનુભવ જ્ઞાનવડે જેનું મન તૃષ્ણા-રહિત થયું છે, જેણે ઇંદ્રિયોનો વિજય કરેલ છે, જેને માટીના કટકા ઉપર તથા પાષાણ ઉપર તથા સુવર્ણ ઉપર સમાન બુદ્ધી છે, તે યોગી યોગારૂઢ ગણાય છે. નિત્ય મનને તથા શરીરને નિયમમાં રાખનારા, આકાંક્ષા રહિત અથવા તો આહાર રહિત, અને પરીગ્રહ વિનાના યોગીએ સર્વ સંગનો ત્યાગ કરી સદાય એકાંતમાં રહેવું, અને મનને સમાધીમાં જોડવું. નિયમીત રીતે આહાર વિહાર કરનાર, નિયમ પ્રમાણે કામકાજ કરનાર, નિયમ પ્રમાણે નિદ્રા કરનાર, તથા જાગ્રત રહેનાર, દુઃખને દુર કરનાર એવો જે યોગી તે યોગાભ્યાસ કરી શકેછે. અને તેથી ક્રમે કરીને મન આત્મામાંજ સ્થીર થાયછે. આત્મા સ્થીર થયાથી આલોક તથા પરલોકનાં સુખની ઇચ્છાનો ત્યાગ કરેછે, ત્યારે તે પુરૂષ આત્મયોગી કહેવાય છે. મન ચંચળ અને

ભ્રમિત છે, એવા ચંચળ મનને સ્થીર કર્યા છતાં પણ તે સ્થીર ન રહેતાં, જે જે વિષય તરફ જાય, તે તે વિષયોમાંથી તેને પાછું વાળીને આત્માને વિષેજ સ્થીર કરવું, અને સત્કર્મમાં લગાડવું. ભ્રમિત અને ચંચળ મનને વિષયોમાં જતાં રોકી, વારંવાર બ્રહ્મસ્વરૂપનું ધ્યાન કરી હું અલેપ, અગુણ અને નિત્ય છું, તે આ ક્ષણિક અને મોહરૂપી માયામાં કેમ ફસાવ છું, મારી ફરજ શું છે, અને મારે શું કર્ત્તવ્ય કરવાનું છે, એમ વારંવાર વિચાર કરી મન આત્માને વિષે સ્થીર કરવાથી ઘણાંક વખતે રજોગુણનો નાશ કરી પાપ રહિત થાયછે. આ પ્રમાણે સદા મનને સ્વાધીન કરનારો પાપ રહિત યોગી શ્રમવિના અવિદ્યાનો નાશ કરનાર એવા બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનરૂપી, સર્વોત્તમ સુખને પામેછે અર્થાત્ જીવન્મુક્ત થાયછે. જે મુને પરમેશ્વરને સર્વે પ્રાણીઓ વિષે જુવે છે તથા જે સર્વ પ્રાણીઓને મારે વિષે જુવેછે, તે મનુષ્યને હું પરોક્ષ નથી. અર્થાત્ હું તેને દર્શન આપીને કૃપાદ્રષ્ટિથી, તેના ઉપર અનુગ્રહ કરૂંછું. જે પુરૂષ સર્વ પ્રાણીઓમાં રહેલા એવા મુને એકત્વ બુદ્ધીથી ભજેછે, તે જ્ઞાની થયોથકો સર્વથા કર્મનો ત્યાગ કરેછે, તોપણ તે મારે વિષેજ મોક્ષને પામેછે, અર્થાત ભ્રષ્ટ થતો નથી.

**શ્રી ભગવાન** કહેછે–હે અર્જુન, જેમ સુખ પોતાને પ્રિય છે, અને દુઃખ અપ્રિય છે, તેમજ બીજા સર્વે જીવોને સુખ થાઓ એવી ઈચ્છા કરેછે, પણ કોઇને દુઃખ થાય, એવી ઇચ્છા કરતો નથી, તેને શ્રેષ્ટ યોગી હું માનું છું.

**અર્જુન** કહે–હે કૃષ્ણ કોઇપણ પુરૂષ શ્રદ્ધા સાથેજ પ્રથમ યોગમાર્ગમાં પ્રવર્તેછે, પરંતુ પાછળથી, તેનું મન યોગમાંથી ચલાયમાન થઈ વિષય તરફ વળેછે, તેથી તેનો વૈરાગ્ય મંદ પડી જવાથી જ્ઞાન મળતું નથી, તો તેની શી ગતી થાયછે, તે કહો.

**શ્રી ભગવાન** કહેછે–હે કુરૂવંશી પુત્ર અર્જુન, નૈમિત્તિક કર્મો ઇશ્વરાર્પણ કરેલાનું ફળ કદી પણ જતું નથી. પણ તેનાં કર્મનાં સંસ્કાર પ્રમાણે, યજ્ઞ કરનારા અથવા સદાચારાવાળા શ્રીમંતોનાં ઘરમાં અવતરેછે, અને પૂર્વનાં સંસ્કારને લીધે, મોક્ષ માટે અધિક પ્રયત્ન કરેછે, પણ કલ્યાણ કરનારો કોઇ પણ મનુષ્ય દુર્ગતીને પામતો નથી. ત્યારે યોગમાર્ગમાં યત્નથી તથા યોગાભ્યાસથી પાપરહિત થયેલો એવો યોગી, સારો જ્ઞાની થઇને શ્રેષ્ટ ગતીને પામે તેમાં શું કહેવું ? કૃચ્છચાંદ્રાયણાદિક તપમાં નિષ્ઠાવાળા તપસ્વીઓ કરતાં, શાસ્ત્રનું જ્ઞાન ધરાવનારા પુરૂષો કરતાં,

વાવ, કુવા, તળાવ વગેરે ખોદાવનારાઓ કરતાં યોગી અધિક મનાયલો છે. માટે હે અર્જુન તું યોગી થા. સર્વે યોગીમાં જે યોગી શ્રદ્ધા સંપન્ન થઇને મારે વિષે મન લગાડી મારૂં ભજન કરેછે, તેનેજ હું ઉત્તમ યોગી માનુંછું. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે અધ્યાત્મ યોગ નામના છઠ્ઠા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

પ્રિય વાંચકો નીચેનાં અધ્યાયને વાંચી તેનું મનન કરશો તોજ વાંચવાનું સાર્થકતા છે.

—:૦:—

## અધ્યાય ૭ મો.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન પ્રાણીઓ અસંખ્ય છે. તેમાં મનુષ્યવિના બીજાં કોઇ પ્રાણી કલ્યાણ માટે પ્રવૃત્તિ કરી શકતાં નથી. અને મનુષ્યમાં પણ હજારોમાંથી કોઇકજ પૂર્વ જન્મનાં પુણ્યને લીધે, આત્મજ્ઞાન માટે પ્રયત્ન કરેછે. અને તેવા હજારોમાંથી કોઇકજ આત્મજ્ઞાનવડે મારી કૃપાથી મારા સ્વરૂપને યથાર્થ રીતે જાણેછે. તેમાં પણ જેનું મન અહોનિશ, મારે વિષે લાગેલું છે, તે જીવનમુક્ત મારો દાસ જાણવો. તે વગર મારી ગતીને કોઈ જાણી શકતું નથી.

પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર, આ પ્રમાણે મારી માયા નામની શક્તી આઠ પ્રકારની છે, અને તેથી જગત્ ઉત્પન્ન કરૂંછું. અને પાછું લય પામી અંતે મારામાંજ સમાય છે. તેમાં અધીકારી મન છે. તે આઠ પ્રકૃતી કરતાં બીજી જીવ નામની ચેતન પ્રકૃતીને તારે શ્રેષ્ટ જાણવી. કારણકે જડ પ્રકૃતીથી શરીર બંધાય છે. અને મારા અંશરૂપ જીવનામની પ્રકૃતી જે ચેતન છે, તે શરીરમાં પ્રવેશ કરીને પોતાનાં કર્મોથી દેહોને ટકાવી રાખે છે. તે બન્ને પ્રકૃતી મારાથી ઉત્પન્ન થઇ છે. માટે પ્રકૃતી સહીત સર્વ જગતનો ઉત્પન્નકર્ત્તા, તથા સંહારકર્ત્તા પણ હું છું. જેમ સુત્રમાં મણીઓ પરોવાઇ રહેછે, તેમજ આ સર્વ જગત્ મારેવિષે પરોવાઇ રહેલ છે. હું પાણીમાં રસરૂપે રહુંછું. સૂર્ય તથા ચંદ્રમામાં હું પ્રકાશરૂપે રહેલછું. સર્વે વેદોમાં તેઓનો મુળભૂત ૐકાર હું છું. આકાશમાં શબ્દ તન્માત્રા રૂપ હું છું, તથા પુરુષોમાં ઉદ્યમ પણ હું છું, પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું, અગ્નીમાં હું તેજ છું, સર્વે પ્રાણીઓ વિષે હું જીવન છું. એટલે પ્રાણ રક્ષક આયુષ્ય છું. તપસ્વી જનોમાં તપ હું છું. સર્વે સ્થાવર જંગમ પ્રાણીઓનાં સજાતીય કાર્ય ઉત્પન્ન કરવામાં સમર્થ, અને ઉત્તરોત્તર સર્વ કાર્યમાં જોડાયલું જે અવિનાશી બીજ તે

હું છું. બુદ્ધીમાનોમાં બુદ્ધી છું, અને તેજસ્વીઓમાં તેજ હું છું. સ્વધર્મમાં અનુકુલ રહેનાર અને પોતાની ધર્મપત્નિ વિષે સંતાન ઉત્પન્ન કરવામાંજ ઉપયોગી એવો પ્રાણીઓમાં વસતો જે કામદેવ તે પણ હું છું. તેમજ પ્રાણીઓનાં પોતાનાં કર્મોથી બીજા પણ સમ દમ આદિક સાત્વિક ભાવો તથા દ્વેષ દર્પ આદિક રાજસભાવો અને શોક, મોહ, આદિ તામસભાવો ઉત્પન્ન થાયછે, તે સહુ મારી માયાના ત્રણ ગુણોનાં કાર્યો છે. તેમ આ જગત્ મારાથી જરાપણ અલગ નથી, છતાં પણ હું જીવની પેઠે તેઓને આધીન નથી. અને મારી જે ત્રિગુણ પ્રકૃતી રૂપી માયા છે, તેને આજ્ઞા દઇ હું અલગ રહી આ સંસાર ચલાવું છું. ઉપર કહેલા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણનાં વિકારરૂપ, કામ, ક્રોધ, લોભાત્મક વગેરે સ્વભાવ વડે આ સર્વ જગત્ મોહિત થયું છે. મારી પરમેશ્વરની અલૌકિક અને સત્વાદિક ગુણનાં વિકારવાળી માયા અતિ દુસ્તર છે. એ વાર્તા પ્રસિદ્ધ છે. તથાપી જેઓ દુષ્ટ સંગતથી અલગો રહી શ્રદ્ધાએ કરી, એકાંતિક અનન્ય ભક્તિ વડે મુને ભજેછે, તેઓ મારી આ દુસ્તર માયાને પણ તરેછે, અને પછી મુનેજ પામેછે.

હે ભરતવંશમાં શ્રેષ્ટ અર્જુન—મુને ભજનારા ચાર પ્રકારે ભજેછે. એક આર્ત, બીજા આત્મજ્ઞાનની ઇચ્છાવાળા,

ત્રીજા આલોક ને પરલોકનાં સાધનરૂપ એટલે ઇચ્છાવાળા તથા ચોથા જ્ઞાની એટલે આત્મજ્ઞાની. ઉપર પ્રમાણે ચારે પુણ્યવંતોમાં જે જ્ઞાની નિત્ય મારે વિષે નિષ્ઠાવાળો, અને એક મારે વિષેજ ભક્તિ રાખનારો જ્ઞાની સર્વ કરતાં શ્રેષ્ઠ છે. જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું. અને જ્ઞાની મુને બહુ પ્રિય છે. ઉપર કહેલા ચારે ભક્તો ઉદારજ છે, એટલે મોક્ષનાં ભાગી છે. પણ જ્ઞાની તો મારો આત્માજ છે. અને અંતે મનેજ પામેછે. કામનાવાળા પુરુષો પણ કામ પ્રાપ્ત માટે મુને પરમેશ્વરનેજ ભજેછે. અને કામનાં પ્રાપ્ત કરી ધીરે ધીરે મુક્ત થાયછે. પુત્ર લાભ, કિર્ત્તી, શત્રુવિજય, ઇત્યાદિક અનેક કામનાઓ માટે ભુત, પ્રેત, યક્ષ આદિક ગમે તે દેવતાઓની ઉપાસના કરવી અથવા ઉપવાસ આદિક નિયમો પાળી ગમે તે દેવતાઓની મુર્તીની શ્રદ્ધાથી પૂજા કરવાની ઇચ્છા રાખે છે, તે ભક્તોનો પ્રેમ. તે મુર્તી વિષે હું અંતરજામી અચળ શ્રદ્ધા કરાવું છું. ને તે શ્રદ્ધાથી તે મુર્તીનું આરાધન કરી, જે કામનાનો સંકલ્પ કરેલ હોય તે મનોરથ તે દેવતા પાસેથી મેળવેછે, તે મનોરથો તે તે દેવતાઓનાં અંતર્યામી એવા મેંજ પૂર્ણ કરેલ છે, આમ જાણવું. કારણકે તે દેવો મારે આધિન છે અને મારૂં સ્વરૂપ છે. જોકે સઘળા દેવતાઓ મારી મુર્તી છે, અને તેમનું આરા-

ધાન કરવાથી તે ફળ પણ હું તેમની દ્વારા આપું છું, છતાં પણ મારા ભક્તોનાં ફળમાં, ને તેમનાં ફળમાં ફેર હોયછે તે સાંભળ. હે અર્જુન તે તે દેવોના અલ્પ બુદ્ધિવાળા ઉપાસકોને ફળ આપેલા નાશવંત હોયછે. તે તે દેવતાઓનું યજન કરનારાઓ તે તે દેવતાઓને પામેછે, અને અંતે ક્રમે કરી નાશ પામેછે. પણ મારા ભક્તો આદિ અંત રહિત પરમાનંદ રૂપ મુનેજ પ્રાપ્ત કરેછે. હું સંસારથી જુદો છું. તેમ મુને જન્મ મરણ નથી છતાં પણ જ્યારે અધર્મ પ્રવર્તેછે, ત્યારે હું જગત્‌ની રક્ષા કરવા માટે અનેક જાતનાં શુદ્ધ અને સાત્વિક સ્વરૂપ ધરૂં છું. પણ તે અલ્પ બુદ્ધિવાળા મુને જાણી શકતાં નથી, પણ મારા ભક્તોજ જાણેછે અને તેને દર્શન પણ આપું છું. જેઓ અધિભુત, અધિદૈવ, અને અધિયજ્ઞ સહિત મારાં સ્વરૂપને જાણેછે, તે મારે વિષે આસક્ત મનવાળા પુરુષો મરણ વેળા પણ મુને ભજેછે. માટે મારા ભક્તો યોગભ્રષ્ટ થતા નથી. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે જ્ઞાનયોગ નામનાં સાતમા અધ્યાયનો સાર સંક્ષેપ્તમાં સંપૂર્ણ.

હે પ્રિય વાંચકો નીચેનાં અધ્યાયને વાંચી તેનુ મનન કરશો તોજ વાંચવાનું સાર્થકતા છે.

——:૦:——

## અધ્યાય ૮મો.



**અર્જુન** કહેછે—હે પુરુષોત્તમ ઉપર જે બ્રહ્મ કહ્યું તે શું, અધ્યાત્મ એટલે શું, અને અધિભુત કોને કહેછે, અને અધિદૈવ કોણ, અંતકાળ વેળાએ મનને નિયમમાં રાખનાર પુરુષો એ કેવા ઉપાયોથી તમને જાણવા તે કહો.

**ભગવાન** કહેછે—આ જગતનું ઉત્તમ તથા અવિનાશી જે મુળ કારણ તે બ્રહ્મ કહેવાય છે. સ્વભાવ એટલે બ્રહ્મનું જીવરૂપે થવું તે તેજ શરીરનાં ભોક્તારૂપે રહેતો થકો અધ્યાત્મ કહેવાય છે. જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભીજ એવી ચાર પ્રકારની પ્રાણીઓની ઉત્પત્તી, તથા સૂર્યથી વૃષ્ટી, વૃષ્ટીથી અન્ન અને અન્નથી પ્રજાની ઉત્પત્તી, આવી રીતે પ્રાણીઓની તથા સૃષ્ટીની ઉત્પત્તી તથા વૃદ્ધીને કરનારો જે યજ્ઞ તેનું નામ કર્મ છે. દેહ આદિક નાશવંત પદાર્થો અધિભુત કહેવાય છે. સૂર્યમંડળની મધ્યે રહેનાર મારા અંશમાંથી ઉત્પન્ન થયેલા સર્વે દેવતાઓનાં અધિપતી વિરાટ પુરૂષ અધિદૈવ કહેવાય છે. મરણ વખતે મનુષ્ય પરાધિન થઇ જવાથી મારૂં સ્મરણ કરી શકતો નથી. તે વખતે તો માત્ર પૂર્વની વાસનાથી મારૂં સ્મરણ થાય છે.

અંતકાળ વખતે મનને સ્થીર કરીને જે પુરૂષ ૐ એવા એક અક્ષરરૂપી બ્રહ્મમુર્તીનો, અથવા તો પોતાનાં ગુરૂ-મંત્રનો શુદ્ધ ચિત્તવડે ઉચ્ચાર કરતાં, એટલે મારૂં સ્મરણ કરતાં કરતાં શરીરનો ત્યાગ કરેછે, તો તે મારી શ્રેષ્ટ ગતીને પામેછે. સ્મરણ ચિત્તની શુદ્ધીવિના થતું નથી. માટે ચિત્તની શુદ્ધી કરવા સારૂ, યુદ્ધાદિક સ્વધર્મ આચર, અને મારે વિષે મન તથા બુદ્ધીને અર્પણ કરનાર એવો તું મનેજ પ્રાપ્ત થઇશ એમાં સંદેહ નથી.

હે અર્જુન બ્રહ્મલોકથી માંડીને સર્વે લોક પૂનર્જન્મ ધરનારા છે. જ્યારે બ્રહ્મલોક નાશવંત છે, ત્યારે ત્યાં ગયેલાં લોકોનો પણ અવશ્ય નાશજ થાય, તેમાં તો શું કહેવું ! મનુષ્યોનું જે વર્ષ તે દેવતાઓના દિવસરાત્રી છે. તેવા ત્રીશ દિવસનો એક માસ અને તેવા બાર માસનું એક વર્ષ અને તેવા અડતાલીસ હજાર વર્ષનો બ્રહ્માનો એક દિવસ થાય છે. તે પ્રમાણે પક્ષ, માસ, વરસ વગેરે ક્રમેથી ગણતાં જ્યારે સો વરસ પુરા થાય છે, ત્યારે બ્રહ્માની આયુષ્ય પૂર્ણ થઇ નાશ થાય છે. જ્યારે બ્રહ્માના દિવસનો આરંભ થાય છે, ત્યારે અવ્યક્ત એટલે કારણરૂપી માયાથી સર્વ સ્થાવર જંગમ વ્યક્તિઓ પ્રગટ થાય છે. અને જ્યારે

બ્રહ્માની રાત્રીનો આરંભ થાય છે, ત્યારે આ સર્વ જગતનો લય થાય છે અને ફરીને જ્યારે પાછો દિવસ થાય છે, ત્યારે કર્મોદિકને આધિન એવો તેજ પ્રાણી ફરી ઉત્પન્ન થાય છે.

મહા પ્રલય થતી વેળાએ બ્રહ્માના પરમ આયુષ્યને અંતે જેઓની મનોવૃત્તી બ્રહ્મરૂપ થયેલી છે, એવા તે સર્વે મહાત્માઓ બ્રહ્માની સાથે પરમ પદમાં પ્રવેશ કરેછે. પરંતુ જેઓ કર્મદ્વારા બ્રહ્મલોકમાં જાય છે, તેમને મુક્તિ મળતી નથી, પરંતુ મને પ્રાપ્ત થયેલા મનુષ્યો ફરી જન્મતાંજ નથી.

હે અર્જુન–તપસ્વી, દાતા વગેરે જે કાલાભિમાની દેવતાવાળા માર્ગઉપર ગયલા યોગીઓ, તથા કર્મ કર્ત્તાઓ, ધુમરાત્રી, કૃષ્ણપક્ષ તથા છ મહિના દક્ષિણાયન, આ સર્વના અભિમાની દેવતાઓ, તે તે સમયમાં અભિમાની થઇને રહેછે. અને તે દક્ષિણાયનમાં મરણ પામેલો કર્મયોગી ચંદ્રમાના તેજને એટલે સ્વર્ગલોક પામીને, ત્યાં આગળ ઇષ્ટાપુત્ર આદિકનું, પુણ્ય ભોગવી ફરીને આ-લોકમાં જન્મેછે. માટે હે અર્જુન, તું સ્વર્ગાદિકનાં સુખની આશા નહીં રાખતાં કેવળ મારે વિષે નિત્ય મનને જોડી નિષ્કામ યોગી થા, અને અહોનિશ મારૂંજ ચિંતવન કરી શાસ્ત્રમાં લખવા પ્રમાણે સુપાત્રાદિક દાન દેવાથી અંતે

મારા પરમ પદને પામીશ. ઈતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે અક્ષર બ્રહ્મયોગ નામના આઠમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

હે પ્રિય વાંચકો નીચેનાં અધ્યાયને વાંચીને તેનું મનન કરશો તોજ વાંચવાનું સાર્થકતા છે.

———:o:———

## અધ્યાય ૯ મો.

**શ્રી ભગવાન** કહેછે—હે અર્જુન, પરમ કારૂણિક એવા હું ઉપર આ કૃષ્ણ તો વારંવાર પોતાનુંજ મહાત્મ્ય કહેછે. આવી દોષદૃષ્ટી તું કરતો નથી, માટે હું તુને છાનાંમાં છાનું એવું ઉપાસના સહીત ઇશ્વર સંબંધી જ્ઞાન કહીશ. જે જાણવાથી તું આ અશુભ એવા સંસારમાંથી તુરતજ મુક્ત થઇશ. હે અર્જુન જે પુરુષ શ્રદ્ધાવિના કાંઇપણ સત્કર્મ અથવા જપ અથવા દાન કરે તે વ્યર્થ જાયછે. અને લોકોમાં ખોટા ધર્મનો દંભ કરી શાસ્ત્રનો ખોટો વાદ કરેછે, તેને મારૂં પદ મળતું નથી. હે અર્જુન, જેમ આકાશમાં વાયુ રહેલ છે, પણ વાયુમાં આકાશ રહેતું નથી, તેમજ સર્વે ભુત પ્રાણીઓ મારે વિષે રહેલાં છે, તથાપી હું તેનાથી

બંધાતો નથી, એમ તારે જાણવું. હે કુન્તા પુત્ર, પ્રલય વેળા સર્વ પ્રાણીઓ મારી નિર્ગુણ માયા વિષે લીન થાયછે, અને ફરીને સૃષ્ટીની વેળા હું સર્વે પ્રાણીઓને સરજુંછું.

**અર્જુન** કહેછે, તમે આવા પરમેશ્વર છો, ત્યારે કેટલાએક તમને શા માટે ભજતા નથી.

શ્રી કૃષ્ણ કહેછે—હે અર્જુન, મારા કરતાં બીજા દેવતાઓ તુરત ફળ આપશે, આવી નિષ્ફળ આશાવાળા નાના પ્રકારનાં કુતર્કોવાળાં શાસ્ત્રનું જ્ઞાન ધરાવનારા, વિક્ષીપ્ત મનવાળા મારા પરમ તત્વને નહીં જાણનારા મૂઢ લોકો તમો ગુણી તથા બુદ્ધીને ભ્રષ્ટ કરનારી રાક્ષસી પ્રકૃતીને તથા રજોગુણવાળી. આસુરી પ્રકૃતીનો આશ્રય કરીને મારો તિરસ્કાર કરેછે. પણ સત્વગુણવાળા દૈવી સંપત્તીનો આશ્રય કરનારા, મારે વિષેજ મન રાખનારા, સદાય સાવધપણે રહી મારૂંજ કીર્તન કરનારા શ્રદ્ધાએ કરી મુનેજ પામેછે.

શ્રુતીઓએ પ્રગટ કરેલા અગ્નીષ્ટોમ તથા અત્યગ્નીષ્ટોમ વગેરે યજ્ઞ હુ છું તથા સમૃતીઓમાં પ્રગટ કરેલા પંચ યજ્ઞાદિક હું છું. પિતૃઓ માટે કરેલા શ્રાદ્ધાદિકમાં સ્વધા રૂપ હું છું. ઔષધીથી થયેલું અન્ન હું છું, અનુવાક્યાદિક મંત્ર હું છું. આહવનાય અગ્નિ હું છું, અને હોમ પણ હું છું,

હું આ જગતનો પિતા, માતા, કર્મફળનો દાતા, પિતામહ, પ્રાયશ્ચિત અથવા તો પવિત્ર વસ્તુ-ૐકાર, ઋગ્વેદ, યજુર્વેદ અને શામવેદ હું છું. રક્ષા કરનાર, હિતકર્ત્તા, સ્રષ્ટા, પ્રલયકર્તા પણ હું છું. હું ઉનાળામાં સૂર્યરૂપે રહી જગતને તપાવું છું. ચોમાસામાં મેઘરૂપે જળ વરસાવું છું. કોઈ વખત જળપણ વર્ષાવતો નથી. જીવન મરણ સ્થુળ તથા સુક્ષ્મ એ સર્વ હુંજ છું, આમ માનીને લોકો મુને બહુરૂપે ઉપાસેછે. સ્વર્ગની કામનાવાળાઓ તથા ઋગ્વેદ, યજુર્વેદ અને શામવેદે પ્રદર્શિત કરેલા યજ્ઞોને અનુસરનારા કામનાની ઇચ્છાવાળા પુરુષો વારંવાર આલોકમાંથી પરલોકમાં અને પરલોકમાંથી આલોકમાં આવજાવ કર્યા કરેછે. મારા વિના બીજા કોઇપણ દેવને નહીં પુજનારા તથા મારૂંજ ચિંત્વન કરનારા મારી ઉપાસના કરેછે, તેને યોગ (ધનાદિકનો લાભ) ક્ષેમ (મળેલી વસ્તુનું રક્ષણ) તથા મોક્ષ તેઓની પ્રાર્થનાવગર હુંજ આપું છું.

હે મધુવંશોત્પન્ન શ્રીકૃષ્ણ—આપે ઉપર કહેલ જે બીજા દેવતાઓ પણ મારાથી જુદાજ નથી, વસ્તુતા એ એકજ છે, ત્યારે ઇંદ્રાદિક દેવતાઓનું સેવન કરનારા પણ તમારાજ ભક્તો ગણાય, છતાં તે ગતાગતપણાને કેમ પામે છે, તે કહો.

હે કુંતાપુત્ર અર્જુન, જે મનુષ્યો શ્રદ્ધાવાળા ભક્તો છતાં પણ યજ્ઞવડે ઈંદ્રાદિક બીજા દેવતાઓનું યજન કરેછે, તેઓ મારૂં યજન કરેછે, તે વાત તો ખરી છે. પરંતુ હે અર્જુન તેઓ મોક્ષ આપે એવી વિધિવાળું યજન કરતા નથી, માટે તેઓ ફરીને જન્મ મરણ પામેછે. હુંજ સર્વે યજ્ઞોનો તે તે દેવતાઓ રૂપે ભોક્તા છું, તથા ફળદાતા પણ હુંજ છું. છતાં તેઓ મારાં સ્વરૂપને યથાર્થ રીતે સમજતા નથી, માટે તેઓ ફરી જન્મ લેછે. જેઓ મને સર્વ દેવતાઓનો અંતર્યામી ગણીને મારૂં યજન કરેછે તેઓ ફરીને જન્મ મરણ પામતા નથી.

હે અર્જુન, હું મહાવિભુતિવાળો પરમેશ્વર પુષ્કળ ધનવાળા યજ્ઞોથી પ્રસન્ન થતો નથી, પણ શ્રદ્ધાએ કરી પત્ર, પુષ્પ, ફળ કે જળ પ્રેમપૂર્વક અર્પણ કરેછે, તે શુદ્ધ અંતઃ-કરણવાળા અને કામના રહિત ભક્તનાં પત્ર, પુષ્પ આદિક વસ્તુ પ્રેમથી ગૃહણ કરૂંછું. માટે હે કુંતાપુત્ર, તું સ્વ-ભાવથી કે શાસ્ત્રવિધિથી જે કર્મ કરેછે, જે ખાયછે, જે હોમેછે, જે આપેછે તથા જે તપ કરેછે, તે સર્વે મુને અર્પણ થાય તેમ કર, અને આમ મુને કર્મો અર્પણ કર-વાથી કર્મનાં સારા નરસાં ફળોમાંથી તું છુટો થઈશ અને અંતે યોગે કરી તું મુનેજ પ્રાપ્ત થઇશ.

હે શ્રીકૃષ્ણ! તમો જ્યારે, ભક્તોનેજ મોક્ષ આપોછો, પરન્તુ બીજાઓને મોક્ષ આપતા નથી, ત્યારે તમારામાં પણ વિષમતાપણું છે.

તેનાં જવાબમાં શ્રી ભગવાન કહેછે, હે અર્જુન, હું સર્વ પ્રાણીઓ વિષે સમાન રીતે રહુંછું. માટે મને કોઇ પ્રિય પણ નથી, તેમ કોઇ શત્રુ પણ નથી. છતાં પણ જે ભક્તો ભક્તિ વડે મને ભજેછે, તે ભક્તો મારે વિષે અને હું પણ તેઓ વિષે અનુગ્રહ કર્ત્તા રૂપે રહુંછું. જેમ અગ્નિ પોતાનું સેવન કરનારનાં અંધારાને તથા ટાઢ વગેરે દુઃખોને દુર કરેછે, અને કલ્પવૃક્ષ પોતાનાં નીચે બેસનારની આશા પુરેછે, તેમજ હું પણ મારી ભક્તિ કરનારા ભક્તોનો પક્ષપાત કરૂંછું, તેમાં કાંઈ મારી વિષમતા નથી. દુરાચારી–કપટી દુષ્ટકર્મના કરનારાનું મન પણ મુને ભજવાથી તુરત ધર્મમાં લીન થાય છે, અને પરમેશ્વર સંબંધી દ્રઢ નિષ્ઠાને પામેછે. ભગવાનનો ભક્ત ગમે તેવો દુરાચારી હોય, તોપણ નર્કનું દુઃખ ભોગવતો નથી. માટે હે ભરતવંશી અર્જુન, તું મારે વિષે મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કર, અને મુનેજ નમસ્કાર કર. આ રીતે મારા પરાયણ થઈ, મારે વિષે મનને સ્થીર કર્યા પછી તું મનેજ પ્રાપ્ત થઇશ.

ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે રાજવિદ્યા રાજગુહ્યયોગ નામનાં નવમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

——:०:——

## અધ્યાય ૧૦મો.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન, ઇંદ્ર, ગંધર્વ, બ્રહ્માદિક દેવતાઓ, રૂષિઓ વગેરે પણ મારી અલૌકિક ગતીને કોઇ જાણી શકતું નથી, છતાં પણ જે મનુષ્ય મને સર્વનું કારણ હોવાથી અનાદિ, અજન્મા તથા સર્વ લોકોનો મહેશ્વર જાણેછે, તે પુરૂષ મનુષ્યોમાં મોહ રહિત થઇને સર્વ પાતકોમાંથી મુક્ત થાયછે. અર્થાત શુદ્ધ થાય છે. બુદ્ધી—સારાસાર, વિવેકની નિપુણતા, આત્મજ્ઞાન, શાંતિ, ક્ષમા—સહનશિળતા, સત્ય, દમ—એટલે બ્રહ્મેન્દ્રિયોનો નિયમ. સમ—એટલે અન્તર ઇન્દ્રિય નિગ્રહ સુખ-અનુકુળ જ્ઞાન. દુઃખ—વિરૂદ્ધતા. ઉત્પત્તી. અનુત્પત્તી. ત્રાસ. અહિંસા-બીજાને પીડા ન કરવી. સમતા—રાગ દ્રેષથી રહિત, શત્રુ મિત્ર સાથે સમભાવ. દૈવઇચ્છાએ મળેલી વસ્તુ ઉપર સંતોષ. દાન એટલે ન્યાયથી મેળવેલાં ધનાદિક સુપાત્રને આપવાં વગેરે અનેક જુદા જુદા ભાવો પ્રાણીઓને મારા તરફથી થાય છે. હે કૃષ્ણ, હે મધુવંશોત્પન્ન, હે અધમ ઓદ્ધારણ, તમો પ્રાણીઓનાં ઉત્પાદક છો. પ્રાણી-

ઓનાં સ્વામી છો. આદિત્યાદિકનાં પ્રકાશક છો અને જગતના પાળક છો. હે પુરુષોત્તમ તમે સ્વયંપ્રકાશ છો માટે પોતાની મેળેજ પોતાને જાણોછો. તમને સ્વસ્વરૂપ જાણવામાં બીજા સાધનોનું કામ પડતું નથી. તમારી વિભુતિઓ દેવાદિક જાણતા નથી માટે આપ જે વિભુતિઓ વડે આલોકમાં વ્યાપ્ત થઇને રહ્યાછો, તે આશ્ચર્યકારક તમારી સર્વ વિભુતિઓ કહો.

શ્રી **ભગવાન** બોલ્યા—હે વત્સ, મારી અલૌકિક એવી મુખ્ય વિભુતિઓ કહીશ કારણકે મારી અવાંતર વિભુતિઓ તો ઘણી છે એટલે જેનો અંત નથી, હે ગુડાકેશ, હું વિશ્વરૂપ થઇ આ આખા જગતમાં અંતરજામી રૂપે રહેલ છું, તે તું સાંભળ.

સર્વ પ્રાણીઓવિષેના અંતઃકરણમાં રહેલો આત્મા હું છું. તેમજ સર્વે પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતી અને લય કરનાર પણ હું છું. બાર આદિત્યોમાં વામનાવતાર ધારી, વિષ્ણુ નામનો આદિત્ય હું છું. તેજમાં હું સૂર્યરૂપે રહેલ છું. નક્ષત્રમાં હું ચંદ્ર છું. સાત વાયુમાં હું મરીચિ નામનો વાયુ છું. વેદોમાં હું શામવેદ છું. દેવતાઓમાં હું ઇંદ્ર છું. ઇંદ્રિયોમાં હું મન છું. એકાદશ રૂદ્રમાં હું શંકર છું. અને રાક્ષસોમાં ( વિભીષણ ) કુબેર છું. આઠ વસુ-

ઓમાં હું અગ્નિ છું. સર્વ પર્વતોમાં હું મેરૂ પર્વત છું. પુરોધાઓની વચ્ચે હું બ્રહસ્પતી મુખ્ય છું. દેવના સેનાપતિમાં હું કાર્તિકસ્વામી છું. અને સરોવરમાં હું સાગર છું. ઋષિઓમાં હું ભ્રગુ છું. વાણીઓમાં એટલે અક્ષરમાં ૐકાર છું. યજ્ઞમાં હું જપયજ્ઞ છું. તથા સ્થાવરોમાં હું હિમાલય છું. સર્વ વૃક્ષોમાં હું પીપળો છું. દેવર્ષિઓમાં હું નારદ છું. ગંધર્વોમાં ચિત્રરથ છું. સિધ્ધોમાં કપિલમુનિ છું. ઘોડાઓમાં ઉચ્ચૈઃશ્રવા નામનાં ઘોડાને મારી વિભુતિ જાણ. હાથીમાં ઐરાવત હાથીને મારી વિભુતિ જાણ. અને મનુષ્યોમાં હું રાજા છું. આયુધોમાં હું વજ્ર છું. ગાયોમાં કામદુધા ગાય છું. સર્વ પ્રજાને ઉત્પન્ન કરનાર હું કામરૂપે છું. સર્પમાં હું વાસુકિ નામનો સર્પ છું. ઝેરરહિત સર્પોમાં હું શેષનાગ છું. જળચરોમાં હું વરૂણ છું. પિતૃઓમાં હું અર્યમા નામનો પિતૃ છું. શિક્ષા આપવામાં હું યમ રાજા છું. દૈત્યમાં હું પ્રલ્હાદ છું. પશુઓમાં હું સિંહ છું. અને પક્ષિઓમાં હું ગરૂડ છું. શસ્ત્રધારીમાં હું રામ અથવા જમદગ્નિનો પુત્ર પરશુરામ છું. મત્સ્યોમાં હું મગરમચ્છ છું. અને નદીઓમાં હું ગંગાનદી છું. વિધામાં હું આત્મવિધા છું. સતીઓમાં હું સીતા છું. સંહાર કરવામાં હું કાળરૂપે એટલે

સર્વેનો સંહાર કરનાર મૃત્યુ છું. અને જેઓનું ભવિષ્યમાં કલ્યાણ થનાર છે, એવા પુરુષોનો ઉદય પણ હું છું. નારીઓમાં કીર્તિ, લક્ષ્મિ, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતી અને ક્ષમા આ સાત દેવીઓ છે તેમાં કીર્તિ વગેરે મારી વિભુતિ છે. છંદવાળા મંત્રમાં હું ગાયત્રી મંત્ર છું. સામ મંત્રોમાં બૃહત્સામ છું. બાર માસમાં હું માર્ગશીર્ષ માસ છું. ઋતુ-ઓમાં હું વસંતરૂતુ છું. પરસ્પર છેતરનારાઓમાં હું જુગાર છું. પ્રભાવવંતોમાં હું પ્રભાવ છું. વિજયોમાં હું જય છું. વ્યવસાયીયોમાં હું ઉદ્યમ છું. સાત્વિકોમાં હું સત્વ ગુણ છું. વૃષ્ણીવંશોમાં હું વાસુદેવ છું. પાંડવોમાં હું અર્જુનરૂપ છું. તાત્પર્ય તુંજ મારી વિભુતિ છે. મુનિ-ઓમાં હું વેદવ્યાસ છું. કવિઓમાં હું શુક્રાચાર્ય છું. શિક્ષા દેવામાં હું દંડરૂપે છું. વિજયેચ્છુ ( મનુષ્યોની શામ, દામ આદિક નિતિ હું ) છું. ગુહ્ય રાખવા યોગ્ય વસ્તુઓમાં હું મૌન છું. અને તત્વજ્ઞાનીઓનું જે જ્ઞાન તે પણ હુંજ છું. હે અર્જુન મારી અલૌકિક વિભુતિ-ઓનો છેડો નથી. પણ ટુંકમાં હું આખા વિશ્વને મારા એક અંશવડે ધારણ કરીને રહેલ છું. સ્થાવર તથા જંગ-મમાં એવો કોઇ પદાર્થ નથી, જે મારાવિના બની શકે. માટે હે અર્જુન સર્વ પ્રાણીઓનું જે કાંઇ કારણ છે, તે હુંજ છું.

માટે હે અર્જુન તું સ્વધર્મનો અનાદર નહીં કરતાં, કેવળ મારે પરાયણ થઇ, યુદ્ધ કરવા ઉભો થા. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે વિભુતિ યોગ નામના દશમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

—:०:—

## અધ્યાય ૧૧મો.

**અર્જુન** કહેછે–હે પ્રભુ, હે કૃષ્ણ, મારો શોક દુર કરવાને માટે, તમે ગોપન કરવા યોગ્ય અને પરમાર્થવાળાં અધ્યાત્મ વચનો કહ્યાં, તેથી હું મારનાર છું, બીજાઓ હણાશે, આવો મને જે ભ્રમ હતો, તે દુર થયો. પણ હે પુરુષોત્તમ, હે ઇશ્વર, હે જગન્નિયંતા, હે સચ્ચિદાનંદ પ્રભુ, હું તમારૂં જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વિર્ય અને તેજવાળું ઇશ્વરી સ્વરૂપ આશ્ચર્યથી જોવાને ઇચ્છુછું. પરંતુ હે પ્રભુ, હે યોગેશ્વર, હું આપનું તે અદ્‌ભુત શરીર જોઇ શકીશ, એમ તમો માનતા હો તોજ તમારૂં અવિનાશી સ્વરૂપ ઉપર કહેલું તે મને કૃપા કરી દેખાડજો.

**શ્રી ભગવાન** કહેછે–હે અર્જુન, હે પૃથાપુત્ર, હું તને જુદી જુદી આકૃતિવાળાં, ધોળાં, કાળાં, એમ અનેક

રંગનાં, અને અનેક જાતનાં મારાં સેંકડો તથા હજારો રૂપ દેખાડું તે જો. બાર સૂર્યો, આઠ વસુઓ, અગિયાર રૂદ્રો, બે અશ્વિનીકુમારો તથા ઓગણપચાસ વાયુઓ તથા કરોડો વર્ષે પણ જોઈ શકાય નહીં એવું સ્થાવર જંગમ જગત મારા શરીરના એકજ ભાગમાં એક અવયવ રૂપે રહેલું હમણાં જો, તથા આ યુદ્ધનો જય પરાજય વગેરે જે તારે જોવાનું હોય તે જો. પરંતુ તું તારી આ ચર્મચક્ષુવડે મુને જોઇ શકીશ નહિં, માટે હું તુંને અલૌકિક એવા જ્ઞાનચક્ષુ આપુછું તેનાથી તું મારાં અસાધારણ એવા અઘટીત ઘટનાં સામર્થ્યને પણ જો.

**સંજય** ધૃતરાષ્ટ્રને કહેછે—હે રાજા, આ પ્રમાણે કહ્યા પછી મહા યોગેશ્વર હરીએ, પોતાનું ઉત્તમોત્તમ ઐશ્વર્ય સ્વરૂપ અર્જુનને દેખાડયું. વિશ્વરૂપનું સંજય વર્ણન કરેછે.

**શ્રી ભગવાન** કહેછે— હે અર્જુન, તું સાવધ થઇને જો. જે રૂપ અનેક મુખ તથા અનેક નેત્રવાળું અને અનેક અદ્ભુતકારક વસ્તુઓને દર્શાવનારૂં, અનેક દિવ્ય આભરણોવાળું તથા અનેક દિવ્ય આયુધો જેમાં ઉગામેલાં છે, એવું હતું.

જે રૂપ દિવ્ય માળાને ધરનારૂં, દિવ્ય વસ્ત્રોને ધરનારૂં, દિવ્ય ચંદનનાં લેપવાળું, અનેક આશ્ચર્યવાળું, પ્રકાશમાન, છેડાવિનાનું અને ચારે તરફ મુખવાળું હતું. આ આખું જગત પરમાત્માનાં તે શરીરમાં એક અવયવ રૂપે એકત્રજ રહેલું જોયું. આવું અદ્‌ભુત રૂપ જોઇ અર્જુન હજારો હજાર વખત નમસ્કાર કરી નીચે મુજબ બોલવા લાગ્યો.

હે પ્રભુ, હે દેવ, તમારી નાભિકમળમાંથી પ્રગટ થયેલા એવા બ્રહ્માને તથા મેરૂ પર્વત ઉપર રહેલા વશિષ્ટાદિ દિવ્ય ઋષિઓને અને તક્ષકાદિક સર્વે સર્પોને હું દેખું છું. હે ઈશ્વર અનેક હાથ, પેટ, મુખ તથા નેત્રવાળા, મુકુટધારી, ગદાધારી, ચક્રધારી, તેજનાં સમુહ ચારે તરફ પ્રકાશમાન, વિશ્વરૂપધારી તમને ચારે તરફ દેખું છું, પરંતુ હું તમારા આદિ, મધ્ય અને અંતને દેખતો નથી.

હે મહાત્મા મુમુક્ષુ પુરુષોએ જાણવા યોગ્ય એવા પરબ્રહ્મ તમેજ છો. હે પરમાત્મા અકાશ, પૃથ્વિનો મધ્યભાગ અને સર્વ દિશાઓ એક તમારાવડેજ વ્યાપ્ત છે. અને જેનાં મુખમાં અગ્ની છે, એવા તમને હું પોતાના તેજ વડે આ જગતને તપાવતા હો તેમ જોઉંછું, અને આવું આપનું

ભયંકર રૂપ જોઇને ત્રણે લોક અત્યંત ભયભિત થયાં હોય તેમ હું જોઉંછું. આ દેવતાઓનાં ટોળે ટોળાં ભયભિત થઇને તમારે શરણે આવેલ છે, તે દુર ઉભા રહી હાથ જોડી. જય થાઓ, જય થાઓ, રક્ષા કરો, રક્ષા કરો, આમ પ્રાર્થના કરેછે. અને મોટા મોટા રૂષિઓ તથા સિદ્ધ પુરૂષો, કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ, તેમ પુષ્કળ સ્તુતિ કરેછે. રૂદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્ય દેવતાઓ, અશ્વિનીકુમારો, વાયુઓ, પિતૃઓ, ગંધર્વો, યક્ષો, વિરોચન વગેરે દૈત્યો, તથા સિદ્ધ પુરૂષો, એ સર્વે વિસ્મય પામીને તમને જુવેછે. વળી હે નાથ, અનાથનાં નાથ, આ દુર્યોધન આદિ કૌરવો, તથા જયદ્રથ આદિ રાજમંડળો સાથે અમારા પણ મુખ્ય મુખ્ય યોદ્ધાઓ, તથા ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરે અસંખ્યાત યોધ્ધાઓ તમારા તરફ દોડીને તમારી દાઢોવડે ભયંકર દેખાતાં ઉગ્ર મુખોમાં પ્રવેશ કરેછે. જેમ નદીઓનો પ્રવાહ સમુદ્રમાં જાય છે તેમ આ સર્વે તમારાજ મુખોમાં પ્રવેશ કરેછે. તેમાં કેટલાકએક છુંદાઈ ગયેલા માથાંવાળા, કેટલાએક વિંધાયેલા, તથા કેટલાએક હાથ પગ વગરનાં દીઠામાં આવેછે. વેગમાં આવેલા પતંગીઆઓ જેમ બુદ્ધિપૂર્વક દિવાની જોતમાં પડી પોતાનો નાશ કરેછે, તેમ આ સર્વે વિર પુરૂષો પોતાનાં નાશમાટે તમારા મુખોમાં

બુદ્ધિપૂર્વક પ્રવેશ કરેછે, અને તમો તે સમગ્ર લોકોને બળતાં મુખોવડે ગળતા થકા ચારે તરફથી ભક્ષણ કરોછો. હે વિષ્ણો, હે દેવતાઓમાં ઉત્તમ, હે કૃષ્ણ, આવું આ અદ્ભુત અનેક રંગવાળું, ફાડેલા મુખવાળું, વિશાળ નેત્રવાળું રૂપ જોઇ સર્વે લોકો બહુ ભયભિત થયા છે, તેમ હું પણ ભયભિત થયો છું. હે નાથ મુને ધિરજ તથા શાંતિ રહેતી નથી. હે ભગવાન, તમે આવા ઉગ્રરૂપધારી કોણ છો, તે મુને કહો. તમને નમસ્કાર હો. તમે મારા ઉર પ્રસન્ન થાઓ. તમે આ જગતમાં આ પ્રમાણે પ્રવૃત્તિ શામાટે કરોછો, તે હું જાણતો નથી. માટે આપ આદિ પુરુષને વિશેષ જાણવા ઇચ્છું છું.

**શ્રી ભગવાન** કહેછે-હું સર્વ લોકનો સંહાર કરનારો આ ઉગ્ર કાળ છું. માટે આખા સૈન્યમાં તથા ભીષ્મ, દ્રોણ આદિ જે યોદ્ધાઓ ઉભા છે, તે સર્વે યોદ્ધાઓ તારા માર્યા-વિના પણ મરણ પામશેજ. કારણકે મેં કાળરૂપે તેઓને ગળ્યા છેજ માટે મરશેજ. માટે તું યુદ્ધ કરવા ઉભો થા, અને દેવોથી પણ જીતાય નહીં, તેવા શુરવીર યોદ્ધાઓ, ભીષ્મ, દ્રોણ, આદિ શત્રુઓને અર્જુને હરાવ્યા, આવો યશ મેળવી સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. આ તારા શત્રુઓને, તારા યુદ્ધની અગાઉજ મેં કાળમુર્તિએ મારેલાજ છે. તો

તે અવધિએ મરશેજ તથાપી તું તેઓને મારવામાં નિમિત્ત માત્ર થા. અને તું આ ખોટો મોહ છોડી દઇ યુદ્ધ કરવા ઉભો થા. તું શત્રુઓને જીતીશ.

**સંજય** કહેછે--હે રાજા ધૃતરાષ્ટ્ર, આવા કેશવનાં વચન સાંભળીને અર્જુને બે હાથ જોડી કંપતાં કંપતાં શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા. અને બીકણ કરતાં પણ બીકણ બની ફરીથી પ્રણામ કરી ગળગળા કંઠે બોલ્યો, હે હૃષીકેશ, તમો અદ્ભુત પરાક્રમવાળા અને ભક્તવત્સલ છો, માટે તમારા મહાત્મ્યના યશોગાનથી, કેવળ હુંજ પ્રસન્ન થાઉછું, એટલુંજ નહીં પણ આખું જગત પ્રસન્ન થાય છે. વળી આખું જગત તમારા ઉપર અનુરકત રહેછે. ભયભિત થયેલા રાક્ષસો નાસેછે. હે મહાત્મા, હે અનંત, હે દેવેશ, હે જગન્નિવાસ, સૌ કોઇ તમને શા માટે નમસ્કાર કરે નહીં, કારણકે તમો આદિ, વ્યક્ત અને અવ્યક્તથી પણ પર અવિનાશી તથા પરબ્રહ્મ તમેજ છો. તમને હજારો હજાર વાર નમસ્કાર હો. હે સર્વાત્મા તમને આગળ નમસ્કાર હો, પાછળ નમસ્કાર હો, અને ચારે દિશામાં નમસ્કાર હો. હે અનંત પરાક્રમવાળા જેમ સુવર્ણ, કડાં અને કુંડળ વગેરે વસ્તુમાં બહારથી અને અંદર વ્યાપ્ત રહેછે તેમજ તમે સર્વે જગતમાં

અંદર અને બહારથી વ્યાપીને રહેલા છો. માટે તમે સર્વ સ્વરૂપ છો. હે અચ્યુત તમારો મહિમા હું જાણતો નહોતો, જેથી મેં પ્રમાદથી અથવા સ્નેહથી અથવા મિત્ર જાણી, હે કૃષ્ણ, હે યાદવ, હે સખા, એ રીતે હઠપૂર્વક કહેલ હોય તે, તથા રમતગમતમાં, ભોજન વેળાએ અથવા કોઇપણ વખતે આપનો તિરસ્કાર કરેલ હોય તે સર્વે અપરાધો માટે હું ક્ષમા માગુંછું. માટે પૃથ્વીઉપર દંડવત્ કાયા નમાવીને જગતના સ્વામી આપને પ્રણામ કરીને પ્રસન્ન કરૂંછું. પિતા જેમ પુત્રનાં અપરાધને અને પતિ જેમ પ્રિયાનાં અપરાધને સહન કરેછે, તેમ તમે મારા અપરાધો ક્ષમા કરવા યોગ્ય છો. હે પ્રભુ, હું તમને મુકુટધારી, ગદાધારી, હાથમાં ચક્રધારી, એવા તમને પ્રથમનાં આકારમાં જોવાની ઇચ્છા કરૂંછું. માટે હે વિશ્વરૂપધારી આ રૂપ સંકેલી ચતુર્ભુજધારી રૂપમાં પ્રગટ થાઓ.

શ્રી **ભગવાન** કહેછે હે અર્જુન, તું શામાટે ડરેછે. મેં તારા ઉપર પ્રસન્ન થઇ મારી યોગમાયાના બળથી મારૂં તેજોમય વિશ્વરૂપ કે જે અનંત તથા આદ્ય છે. એ તારા જેવા ભક્તવિના બીજાઓએ પૂર્વે નહીં જોયેલું, એવું આ ઉત્તમ સ્વરૂપ દેખાડેલ છે, તે રૂપ વેદ તથા કલ્પસુત્ર વગેરે યજ્ઞવિદ્યાનાં અભ્યાસથી, દાનોથી, અગ્નિહોત્રાદિ

યજ્ઞો કરવાથી, ચાંદ્રાયણ આદિ ઉગ્ર તપશ્ચર્યાથી મારા આવા રૂપને તારાવિના બીજો કોઇ મનુષ્યલોકમાં જોઇ શકતો નથી. મારૂં આવું ભયંકર રૂપ જોઇ તને વ્યથા માથાઓ ને તું નિર્ભય થઇ મારૂં પ્રથમનું રૂપ જો. હે પાંડુના પુત્ર જે મારે માટે નીર્નીર્મીત કર્મ કરેછે, અને મુનેજ પરમ-પુરૂષાર્થ માનેછે, મારોજ આશ્રય કરેછે, પુત્ર, સ્રી આદિનો સંગ ત્યાગ કરેછે, સર્વ પ્રાણીઓ સાથે મિત્રભાવ રાખેછે, તે પુરુષ મુનેજ પામેછે. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે વિશ્વરૂપ નામનાં અગિયારમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

—:૦:—

## અધ્યાય ૧૨મો.

**અર્જુન** પુછેછે—હે કૃષ્ણ, સર્વે કર્મો તમને અર્પણ કરવાથી નિરંતર તમારે વિષેજ એકનિષ્ઠાવાળા જે ભક્તો તમને ઉપાસેછે, અને જેઓ અવિનાશી તથા અવ્યક્ત એવા શ્રેષ્ઠ પરબ્રહ્મનું ધ્યાન કરેછે, તે બન્નેમાં ઉત્તમ યોગી કોણ? તે કૃપા કરી કહો.

શ્રી **ભગવાન** કહેછે—હું કે જે સર્વજ્ઞત્વ આદિ ગુણવાળો છું, તેને વિષે મનને એકાગ્ર કરી શ્રદ્ધાએ કરી

કર્મો અર્પણ કરનારને હું ઉત્તમ યોગી માનું છું. તથાપિ શબ્દાદિથી જેનું નામ ઉચ્ચારી શકાય નહીં, એવા રૂપાદિથી રહિત, સર્વત્ર વ્યાપક, અચળ તથા નિત્ય એવા અવિનાશી પરબ્રહ્મને જેઓ જીતેંદ્રિય થઈ સર્વત્ર સમદૃષ્ટિ કરી ભજેછે, તેઓ પણ મનેજ પામેછે.

**અર્જુન** કહેછે—જ્યારે તેઓ પણ તમને પામેછે, ત્યારે તમે બીજાઓને ઉત્તમ યોગી કેમ માનોછો? તેના ઉત્તરમાં **ભગવાન** કહેછે. તેઓ મુને પામેછે, તે વાત ખરી છે. પરંતુ અવ્યક્ત કહેતાં નિર્વિશેષ એવા પરબ્રહ્મ ઉપર જેનું મન આસક્ત થયું છે, એવા તે યોગીઓને અધિક કલેશ થાયછે. કારણકે દેહાભિમાનીઓ ઘણાં કષ્ટથી અવ્યક્ત એવા પરબ્રહ્મ વિષે, નિત્ય સ્થિતી મેળવી શકેછે. તાત્પર્ય કે દેહાભિમાનીઓનું આત્મસ્વરૂપ રહેવું, એ કઠીણ છે. પરંતુ જેઓ પરમેશ્વર એવો જે હું તેને વિષે સર્વે કર્મો અર્પણ કરીને અને મારા પરાયણ થઇને મારૂં ધ્યાન ધરેછે, તથા અનન્ય ભક્તિ યોગવડે મારી ઉપાસના કરેછે, તે મારે વિષે મનને જોડનારા ભક્તોનો, હે પૃથાના પુત્ર,આ સંસારમાંથી થોડા સમયમાંજ ઉદ્ધાર કરૂંછું. માટે તું સંકલ્પ વિકલ્પાત્મક મનને મારે વિષેજ સ્થિર કર, તથા નિશ્ચયાત્મક એવી બુદ્ધિને

પણ મારે વિષે પરોવ. આમ કરવાથી મારી કૃપાથી તું જ્ઞાન સંપાદન કરીને દેહ પડ્યા પછી મારે વિષેજ તું નિવાસ કરીશ. હે અર્જુન, તારે મારે વિષે જો મનને સ્થીર રાખવું હોય તો, વિષયાદિથી ચંચળ એવા મનને વિષય તરફ જવા નહીં દેતાં, મારા સ્મરણરૂપી યોગાભ્યાસ વડે મુનેજ પ્રાપ્ત થવા માટે પ્રયત્ન કર. તું જો યોગાભ્યાસ કરવામાં અશક્ત હો તો મને પ્રસન્ન કરનારાં એકાદશીનાં ઉપવાસ આદિ વૃતો તથા મારા નામનું કીર્તન—હરીકીર્તન આદિ કર્મો કરવામાં તત્પર રહે. આ પ્રમાણે પણ કર્મો કરવાને તું અશક્ત હો, તો એક મારૂંજ સ્મરણ અંગીકાર કરીને મનને નિયમમાં રાખ, અને પછી દૃષ્ટ ફળવાળાં આવશ્યક કર્મોનાં તથા અદૃષ્ટ ફળવાળાં અગ્નિહોત્રાદિ કર્મોનાં ફળોનો ત્યાગ કર. તાત્પર્ય કે મારે તો ઇશ્વરની આજ્ઞા પ્રમાણે યથાશક્તિ કર્મો કરવાં જોઇએ. પછી તેનું દૃષ્ટ કે અદૃષ્ટ ફળ થવું એ ઇશ્વરાધિન છે. આમ મારા ઉપર ભાર મુકીને ફળની ઇચ્છા દુર કરીશ તો કૃતાર્થ થઇશ.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન સુષ્ક અભ્યાસ કરતાં, યુક્તિવાળા ઉપદેશથી મળેલું જ્ઞાન શ્રેષ્ટ છે, અને ઉપરચોટીયાં જ્ઞાન કરતાં તત્વજ્ઞાન ઉત્તમ છે. અને જ્ઞાન કરતાં ધ્યાન ઉત્તમ છે. ધ્યાન કરનારો મનુષ્ય નિરાકાર પરબ્રહ્મને જુવેછે.

અને ધ્યાન કરતાં પણ કર્મનાં ફળનો ત્યાગ શ્રેષ્ટ છે. નિષ્કામ કર્મથી સંસારની નિવૃતી થાયછે.

**અર્જુન** કહેછે, હે પ્રભુ ભગવદ્ ભક્તનાં લક્ષણ કેવાં હોયછે, તે કૃપા કરી કહો.

શ્રી **ભગવાન** કહેછે—સર્વ પ્રાણીઓ સાથે દ્રેષ નહીં કરનાર, એટલે સમાન રીતે વરતનાર અહંતા મમતા રહિત, અહંકાર વિનાનો, પારકે દુઃખે દુઃખી અને પારકે સુખે સુખી, ક્ષમાવંત, નિરંતર લાભ કે હાનિ થતાં સંતોષ માનનાર, સાવધ મનને નિયમમાં રાખનાર, દ્રઢ નિશ્ચયવાળો, મારે વિષે મન તથા બુદ્ધિ અર્પણ કરનાર, લોકો જેનાથી ભયની શંકા તથા ખેદ પામતાં નથી, વળી જે હર્ષ, ઇર્ષ્યા, ભય અને ઉદ્વેગ આદિથી મુક્ત છે, તેવો મારો ભક્ત મુને બહુજ પ્રીય છે. જે દૈવેચ્છાથી મળેલ વસ્તુ ઉપર પણ ઈચ્છારહિત છે, જે બાહ્ય તથા અંતર શૌચથી પવિત્ર છે, આળસરહિત છે, પક્ષપાતરહિત છે, વ્યથારહિત છે, દષ્ટ અને અદષ્ટ ફળવાળાં સર્વે કર્મોનો ત્યાગ કરનાર છે, તે મારો ભક્ત મુને પ્રિય છે. જે પ્રિય વસ્તુનાં લાભથી હર્ષ પામતો નથી અને પ્રિય વસ્તુનો નાશ થતાં ખેદ કરતો નથી અને પુણ્ય તથા પાપનો ત્યાગ કરેછે, શત્રુ તથા મિત્ર સાથે સમાન રીતે

વરતનાર શીત, ઉષ્ણ અને સુખ–દુઃખમાં પણ સમાન રીતે વર્તનાર હરકોઇ ઠેકાણે પડી રહેનાર દ્રઢ બુદ્ધિવાળો તથા મારા ઉપર પરમ ભક્તિ રાખનારો જે પુરૂષ છે, તે મુને બહુજ પ્રિય છે. માટે હે અર્જુન તું શ્રદ્ધાવાળો ભક્ત થા. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે ભક્તિ યોગ નામનો બારમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

—:૦:—

## અધ્યાય ૧૩મો.

બારમા અધ્યાયમાં ભગવાને કહેલ જે મારા ભક્તોનો આ મૃત્યુવાળા સંસારમાંથી ઉદ્ધાર કરૂં છું, પરંતુ આત્મ-જ્ઞાનવિના સંસારમાંથી ઉદ્ધાર થઇ શકતો નથી માટે તત્વ-જ્ઞાનનાં ઉપદેશ અર્થે પ્રકૃત્તિ પુરુષનાં વિવેકવાળો આ અધ્યાય કહેછે.

શ્રી **ભગવાન** કહેછે—હે કુંતાના પુત્ર ભોગ ભોગવવાનાં સ્થાનરૂપ આ શરીર સંસાર ઉત્પન્ન કરનારી એક ભુમી છે, તેથી તે ક્ષેત્ર કહેવાય છે. અને જે ક્ષેત્રને જાણેછે, એટલે ખેડુતની પેઠે જમીન ખેડીને તેનાં ફળનો ભોક્તા હોવાથી મારૂં ક્ષેત્ર છે, આમ જાણેછે, તે ક્ષેત્રજ્ઞ

કહેવાય છે. હે ભરતવંશી રાજા તે ક્ષેત્રનો અભિમાની સંસારી જીવ વસ્તુતાએ સર્વ ક્ષેત્રમાં વ્યાપ્ત એવો હું છું, એમ જાણ. ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ ભિન્ન ભિન્ન છે. આવું જે જ્ઞાન તેજ જ્ઞાન મોક્ષનું સાધન છે. તે ક્ષેત્ર સ્વરૂપે જડ તથા દશ્ય આદિ સ્વભાવવાળું છે, ઇચ્છાદિ ધર્મવાળું છે, ઇન્દ્રિયાદિના વિકારવાળું છે. પ્રકૃતી તથા પુરુષનાં સમાગમથી જન્મેછે, તથા સ્થાવર, જંગમ આદિ ભાગમાં વહેંચાયલું છે. પૃથ્વી આદિ પાંચ મહાભુતો તેઓનું કારણ, અહંકાર, બુદ્ધી, માયા, પાંચ જ્ઞાન અને પાંચ કર્મ ઇંદ્રિયો, મન, શબ્દ, સ્પર્શ, રૂપરસ અને ગંધ આ પ્રમાણે. ચોવીસ તત્વો તથા ઇચ્છા. દ્વેષ, સુખદુઃખ, શરીર, જ્ઞાનરૂપ મનોવૃત્તિ અને ધૈર્ય આ રીતે ઇન્દ્રિયાદિનાં વિકારવાળું ક્ષેત્ર મેં તને ટુંકામાં કહ્યું. હવે ક્ષેત્રજ્ઞનું વિસ્તારથી વર્ણન કરતાં આત્મજ્ઞાનનાં સાધનો કહું છું તે સાંભળ.

પોતાનાં ગુણનાં વખાણ કરવાં નહીં, દંભ રાખવો નહીં, બીજાને પીડા કરવી નહીં, સહનશિલતા, સરળતા, સદ્ગુરૂની સેવા, બાહ્ય અને અંદરની પવિત્રતા, સન્માર્ગમાં એક નિષ્ઠા, શરીર સંયમ, ઇંદ્રિયાદિ વિષયોમાં વૈરાગ્ય રાખવો, અહંકાર કરવો નહીં, જન્મ, મૃત્યુ તથા વ્યાધિ વિષે વારંવાર દુઃખ તથા દોષ જોયા કરવા. પુત્ર, સ્ત્રી,

ઘરબાર આદિ ઉપર આસક્ત થવું નહીં. હરખ કે શોક કરવો નહીં. હું પરમાત્મા ઉપરજ સર્વાત્મ દ્રષ્ટી કરી, એકાંત ભક્તિ કરવી. મનને પ્રસન્ન કરનારા એકાંત સ્થળમાં નિવાસ કરવો. અજ્ઞાની મંડળમાં પ્રેમ રાખવો નહીં. આત્મજ્ઞાન ઉપર નિત્ય નિષ્ટા રાખવી, તત્વજ્ઞાનનાં ફળરૂપ મોક્ષ સર્વ કરતાં શ્રેષ્ટ છે, આથી ઉલટું હોય તે અજ્ઞાન કહેવાય છે, આમ વષિષ્ટાદિ કહેછે. ઉપર કહેલા ચોવીસ સાધનો જાણવાથી જ્ઞાન થાયછે, અને જ્ઞાનથી મનુષ્ય મોક્ષને પામેછે. હું વ્યાપક પરબ્રહ્મ, સર્વ પ્રાણીઓની વૃત્તિવડે તથા હાથ, પગ, આદિ ઉપાધિવડે વ્યવહાર કરૂંછું, તે ચક્ષુરાદિ સર્વે ઇંદ્રિયોની રૂપાંદી વૃત્તિઓમાં તે તે રૂપે પ્રકાશું છું, અથવા તો તે સર્વે ઇંદ્રિઓનો તથા તેમનાં વિષયોનો પ્રકાશ કરૂંછું, તે છતાં હું સર્વે ઇંદ્રિય રહિત છું. શ્રુતી પણ કહેછે જે પરમાત્મા હાથપગ વિનાના છે છતાં વેગવાળા છે, અને વસ્તુ ગ્રહણ કરેછે, નેત્ર રહિત છે છતાં જુવેછે, અને કાન વિનાના છે છતાં સાંભળેછે. વળી સર્વ સંગ રહિત છે છતાં સર્વ લોકને ધારણ કરેછે. મુદ્દે પરબ્રહ્મ સર્વ પ્રાણીઓ તથા આખા જગતમાં વ્યાપી રહેલ છે. છતાં પણ અરૂપ હોવાથી સ્પષ્ટ રીતે જાણી શકાય નહીં, તેવા છે. તેથીજ અજ્ઞાનીઓથી એક લક્ષ યોજન દુર છે. અને જ્ઞાનીઓનો તે પોતાનો આત્મા

હોવાથી નિત્ય પાસેછે. વળી તે સર્વ જગતની અંદર તથા સર્વ જગતની બહાર પણ છે. એટલે જગતની સ્થીતી વેળાએ પ્રાણીઓનું પોષણ કરેછે. પ્રલય વેળાએ સર્વેને ગળી જાયછે. ઉત્પત્તિ વેળાએ નાના પ્રકારનાં કાર્યરૂપે ઉત્પન્ન કરેછે. પ્રકૃતિ પરમેશ્વરની શક્તિ છે, અને પુરુષ પણ પરમાત્માનો અંશ છે, માટે પ્રકૃતિ તથા પુરુષને અનાદિ જાણવાં. તથા દેહ તથા ઇંદ્રિયોના વિકારો તે તથા ગુણોના પરીણામ રૂપ સુખ, દુઃખ, મોહ વગેરેને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં જાણવાં. મુદે (સારાંશ) જે ક્ષેત્રની જેવી પ્રકૃતિ તે પ્રકૃતિનાં સંજોગે તેવાં કર્મ કરેછે. જેમ સ્ફાટીક મણીથી જે જેવું હોય તેવું સાફ દેખાય છે, તેમજ મારા અંશ રૂપી જે ક્ષેત્રજ્ઞ તે પ્રકૃતિનાં સંજોગે વર્તે છે. હે અર્જુન સર્વે પ્રાણીઓ વિષે હું જે પરબ્રહ્મ તે જીવરૂપ અભેદ અને અચ્છેદ રહેલ છું તેમ સર્વે સ્થાવર જંગમમાં મારો વાસ છે. પણ મનુષ્ય જે શુભ અશુભ કર્મ કરેછે તે ફક્ત સંગ તથા પ્રકૃતિને લીધેજ અને તેથીજ જીવને કર્મનાં સંસ્કાર પ્રમાણે ભોગવવું પડેછે. પણ હું જે પરમાત્મા આખા બ્રહ્માંડમાં વ્યાપી રહેલ છું, તેને કાંઇ બંધન નથી. જેમ આકાશમાં રહી સૂર્ય આખા જગતને પ્રકાશિત કરી દિવસ અને રાત કરેછે, છતાં પોતે અલગ છે, તેમજ હું વ્યાપિક છતાં અલગ છું. અને મુને જન્મમરણ નથી, તેમ લાભ

કે હાની નથી, અને વિકાર રહિત છું. આવી રીતે જે પુરુષ મારા તત્વને જાણી સાવધપણે આ માયામાં મોહ નહીં પામતાં અખંડ સચ્ચિદાનંદ પરબ્રહ્મ એવો જે હું તેનેજ પરાયણ થઇ શ્રદ્ધાએ કરી મારૂંજ સેવન કરેછે, તેજ ખરો જ્ઞાની છે, એમ તારે જાણવું. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિભાગ યોગ નામનાં તેરમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

——:○:——

## અધ્યાય ૧૪ મો.

**શ્રી ભગવાન** કહેછે-હે અર્જુન, ગયા અધ્યાયમાં કહેલ જે જીવ પ્રકૃતિનાં સંજોગે કર્મ કરેછે, અને તેથી આ દેહ બંધાય છે, તે પ્રકૃતિ ત્રણ ગુણવાળી હોય છે, તે સાંભળ. જે શુદ્ધ અંતઃકરણે સાંભળવાથી તુંને અપરોક્ષ જ્ઞાન થાશે. હે મોટા હાથવાળા અર્જુન સત્વ, રજ અને તમ આ ત્રણે ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ છે. અને તેઓ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ ગુણ, દેહમાં દેહરૂપે રહેલા જીવને પોતાનાં સુખ, દુઃખ, મોહ આદિ કાર્યો સાથે જોડેછે. હે પાપરહિત અર્જુન, એ ત્રણે ગુણોમાં સત્વગુણ સ્ફટીક મણીના જેવો નિર્મળ

છે, અને તેથી સુખ, સંતોષ અને જ્ઞાનની સાથે આ ક્ષેત્રજ્ઞને જોડેછે. સત્વગુણથી જે દેહ બંધાયલો હોય, તેને કાળ કે'તાં મૃત્યુનો પણ ભય નથી, અને સત્વગુણથી જ્ઞાનને પામી મુનેજ ભજેછે, અને અંતે મોક્ષપદને પામેછે.

હે કુંતાપુત્ર અર્જુન–રજોગુણને પ્રેમ ઉત્પન્ન કરનારો જાણવો, અને તેથી તૃષ્ણા તથા શોક વધેછે. જેને રજોગુણ પ્રાપ્ત થયો હોય, તેને ન મળેલી વસ્તુની ઇચ્છા તથા પ્રાપ્ત થયેલી વસ્તુ ઉપર આસક્તિ કરાવેછે, અને તેથી લોભ ઉત્પન્ન થાય છે. અને લોભથી હરીસેવા થતી નથી. તમોગુણથી પ્રમાદ, ક્રોધ, આળસ તથા નિદ્રાથી દેહનાં અભિમાની જીવને બંધન કરેછે, અને તમોગુણથી અજ્ઞાન ઉપજેછે, અજ્ઞાનતાથી નર્ક મળે છે. દુઃખ શોક વગેરેનાં બીજા ઘણાં કારણો હોવા છતાં, પણ સત્વગુણ મનુષ્યને સુખની સાથેજ જોડેછે. સુખ આદિના બીજાં ઘણાં કારણો હોવા છતાં, પણ રજોગુણ મનુષ્યને કર્મ સાથે જોડેછે. અને તમોગુણ તો મહા પુરૂષના સમાગમથી જ્ઞાન થતું હોય, તોપણ તે ઢાંકી દઇ મનુષ્યને પ્રમાદની સાથે જોડેછે. અને ઉલટું આળસ આદિમાં લગાડેછે. હે ભરતવંશી રાજા કોઇ વેળા અદૃષ્ટને લીધે, સત્વગુણ, રજોગુણ તથા તમોગુણનો પરાભવ કરીને પ્રગટ

થાય છે, અને પછી જીવને પોતાનાં તૃષ્ણા આદિ કાર્યની સાથે જોડેછે, તેમજ રજોગુણ, તમોગુણ તથા સત્વગુણનો પરાભવ કરીને, અને તમોગુણ, સત્વગુણ તથા રજોગુણનો પરાભવ કરીને પ્રગટ થાયછે, અને પછી પ્રમાદ, આળસ વગેરે કાર્યની સાથે જોડેછે. સત્વગુણ વૃદ્ધી પામ્યો હોય, ત્યારે જે જીવ મરણ પામે તો તે હિરણ્યગર્ભ આદિની ઉપાસના કરનારનાં સુખાદિ વૈભવ ભોગવવાનાં સ્થાનરૂપ ઉજવળ લોકોમાં જાયછે. રજોગુણ વૃદ્ધી પામ્યો હોય, ત્યારે જે જીવ મૃત્યુ પામેછે, તે કર્મની આસક્તિવાળા જીવોની-યોનીમાં અવતરેછે. અને તમોગુણ વૃદ્ધી પામ્યો હોય, ત્યારે જે જીવ મરણ પામેછે, તે પશુ આદિ મુઢ યોનીમાં અવ-તરેછે. જેઓ મુખ્ય કરીને સત્વગુણ વૃત્તિવાળા હોય છે, તેઓ ઉપરના લોકમાં જાય છે. સત્વગુણની ઓછી વધતી વૃદ્ધિનાં પ્રમાણમાં ઉત્તરોત્તર આનંદથી ભરપુર એવા મનુ-ષ્યલોક, ગંધર્વલોક, પિતૃલોક, દેવલોક અને સત્યલોક સુધીનાં લોકમાં જાય છે. જ્યારે જીવ ગુણાતિત થાય છે, ત્યારે તે બ્રહ્માનંદને પામેછે. તે ગુણાતિતના લક્ષણ કહુંછું તે સાંભળ. હે અર્જુન, જે સ્વરૂપમાં રહેવાથી સુખદુઃખને સમાન ગણેછે, ઢેફું તથા પત્થર અને સુવર્ણને સમાન માનેછે, મિત્ર તથા શત્રુને સમાન ગણેછે, ધીરજ રાખેછે,

હરખ-શોક કરતો નથી, વિકારવિનાનો છે, અપરોક્ષ તથા પરોક્ષ ફળવાળા ઉદ્યમોનો ત્યાગ કરવો, આવો જેનો સ્વભાવ છે, અને અહોનિશ મારોજ દાસ થઇ, શ્રદ્ધાએ કરી, મુનેજ ભજેછે, તે ગુણાતિત કહેવાય છે. માટે હે અર્જુન, તું ગુણાતિત થા. પ્રથમ તું સત્વગુણી થા અને સત્વગુણને લીધે ક્રમે કરી ગુણાતિત થઇશ. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે ગુણત્રય વિભાગયોગ નામનાં ચૌદમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

———:o:———

## અધ્યાય ૧૫મો.



શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન તું મારો પરમ ભક્ત છે, તેથી જે સાંભળવાથી તુંને તત્વજ્ઞાન થશે એવું પરમ કલ્યાણકારી આત્મજ્ઞાન કહીશ. હે અર્જુન આ સંસારરૂપી બગીચામાં આ દેહને અશ્વસ્થ નામનું વૃક્ષ જાણ. જે વૃક્ષનાં મુળ ઉંચા છે. અને જેની ડાળ એટલે શાખા નીચે છે. શાખા એટલે પુરુષોત્તમ પછીનાં કાર્યોપાધિવાળાં હિરણ્યગર્ભ વગેરે જીવો છે. વેદો જેનાં પાંદડાં છે, એટલે કે ધર્મ અધર્મ પ્રતિપાદન દ્વારા છાયા તરીકે ગણાતાં કર્મનાં ફળોને માટે સર્વ જીવો સંસાર વૃક્ષનો

આશ્રય કરેછે, માટે વેદોને પાંદડાં કહેલ છે. જેમ મુળમાં પાણી રેડવાથી શાખા પુષ્ટ થાયછે, તેમ મુખથી આ ઇંદ્રિઓ સંતોખાય છે. વળી આ વૃક્ષને અશ્વસ્થ કહેવાનું કારણ જે, કાલ સવાર સુધી રહેશે કે નહીં તેનો ભરોંસો નહીં હોવાથી અશ્વસ્થ કહેલ છે.

સત્વગુણી, રજોગુણી ને તમોગુણી, વૃત્તિરૂપી પાણીનાં સીંચનથી કાર્યોપાધિવાળા હિરણ્યગર્ભ આદિ જીવો નીચે તથા ઉપર એટલે પશુઆદિની નીચ યોનીમાં તથા દેવતા આદિની ઉંચ યોનીમાં ફેલાયલા છે. અને આ મનુષ્ય લોકમાં તે સંસાર વૃક્ષનાં કર્મો વડે બંધાયલા ઉંચનીચ યોનીમાં વિસ્તાર પામેલા છે. આ સંસારનાં પ્રાણીઓ, આ સંસાર વૃક્ષનાં સ્વરુપને જાણી શકતાં નથી. તેમ તે અનાદિ હોવાથી તેના આરંભને તથા છેડા વગરનું હોવાથી તેનાં પારને તથા તે કેવી રીતે ઉભું છે, તેની સ્થિતીને જાણી શકતાં નથી. તેમજ તે અનર્થ કરનારૂં પણ છે, માટે દ્રઢ એવા વૈરાગ્ય શસ્ત્રો વડે આ સંસાર વૃક્ષને કાપી નાંખવું જોઇયે, અને ત્યાર પછી સંસાર વૃક્ષનાં મુળભુત વિષ્ણુ પદને શોધવું, કે જયાં આગળ ગયેલા ફરીને આ સંસારમાં આવતા નથી. માટે એકાંત ભક્તિથી પરમપદને શોધવું, સર્વે જીવ મારા અંશ છે. માટે સુષુપ્તિ તથા પ્રલય વેળાએ તે જીવ મારેવિષે લય

થવાથી તેઓને મારી પ્રાપ્તિ થાયછે, એ વાત ખરી છે. પણ અવિદ્યામાં વીંટાયલો અને વાસનાવાળો જીવ મારા પ્રકૃતિ-વાળાં સ્વરૂપમાં લય પામેછે. પરંતુ શુદ્ધ સ્વરૂપમાં લય પામતો નથી, માટે સંસારના ભોગ ભોગવવા સારૂ પ્રકૃતિને અનુસરી ફરી અવતાર લીએછે. અને પૂર્વના સંસ્કાર પ્રમાણે ભોગ ભોગવેછે. પરંતુ જ્ઞાની તો મારા શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત થયા પછી ફરીને સંસારમાં જન્મતોજ નથી, એટલે તેને ફરી જન્મમરણ નથી.

ધ્યાનાદિથી આત્માને જાણવા માટે પ્રયત્ન કરનારા યોગીઓમાં કેટલાએક યોગીઓ, શરીરમાં રહેલા આત્માને શરીરથી ભિન્ન જાણેછે, પણ શાસ્ત્ર અને અભ્યાસ આદિથી પ્રયત્ન કરતાં છતાં પણ મલીન મનવાળા તથા મંદ બુદ્ધીવાળા લોકો તો આત્માને દેખતાજ નથી. માટે હે અર્જુન તું પણ ધ્યાનાદિ વગેરે સત્કર્મો કર.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન જે તેજ સૂર્યમાં રહેલું છે, જે તેજ ચંદ્રમાં રહેલ છે, જે તેજ અગ્નિમાં રહેલ છે, ને જે તેજ આખા જગતને પ્રકાશિત કરેછે, તે તેજ મારૂં છે. હુંજ બળ વડે પૃથ્વીમાં રહી સ્થાવરજંગમ ભુતોને ધારણ કરૂંછું, અને હુંજ વૈશ્વાનર નામનો જઠરાગ્નિ

થઇને પ્રાણીઓના શરીરમાં રહુંછું. અને જઠરાગ્નિને ઉદ્દીપન કરનારા પ્રાણ તથા અપાનવાયુ સાથે રહીને પ્રાણીઓનાં ખોરાકને હું પચાવુંછું. અને હું સર્વના હૃદયમાં અંતર્યામીરૂપે રહુંછું. હું નિત્ય મુક્ત હોવાથી જડવર્ગને ઓળંગી ગયોછું. અને સર્વનો નિયંતા હોવાથી ચેતન ( જીવ ) વર્ગ કરતાં પણ હું ઉત્તમ છું. માટે હું લોકમાં તથા વેદમાં પુરૂષોત્તમનાં નામથી પ્રખ્યાત છું. માટે હે અર્જુન જેમ બને તેમ આ સંસાર વૃક્ષને છેદવાનો અને દુષ્ટ સંગનો ત્યાગ કરવા પ્રયત્ન કર. જેમ બને તેમ બ્રહ્મચર્યવૃત પાળ. અને આત્મજ્ઞાન મેળવવા માટે સત્સંગ અને ધ્યાનાદિ કર્મો કર. અને વિવેકથી સુખદુઃખને સમાન ગણી, એક મારેજ પરાયણ થઇ, આ સંસાર વૃક્ષનો સમુળગો નાશ કર, જેથી તું મારા પરમ પદને પામીશ. અને મારા પદને પામેલા ફરીને જન્મ મરણ પામતા નથી. હે અર્જુન, બ્રહ્મલોક વગેરે બીજા સર્વેને ફરી કર્મના સંજોગે જન્મ લેવો પડેછે. જ્યારે આ શરીરનો નાશ થાય છે, ત્યારે જીવ, મન તથા ઇંદ્રિયોથી કરેલાં કર્મો પ્રમાણે ભોગ ભોગવેછે. જેમ પુષ્પની વાસ પવન લઇ જઇ બીજાને વાસ આપેછે, તેમ જીવ, મન તથા ઇંદ્રિયોથી કરેલાં કર્મો સાથે લઇ જાય છે.

**અર્જુન** કહેછે—હે મધુવંશોત્પન્ન શ્રીકૃષ્ણ, આત્મા દેહ તથા ઇંદ્રિયોથી અલગો છે, તો કેમ દેખાતો નથી, તે કૃપા કરી કહો.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન, કપટ આચારવાળાં દાંભિક, દ્વેષી, અંતરમેલવાળા, મારી કૃપાવિના આત્માને દેખી શકતા નથી. પણ પુણ્યવાન, વિવેકી, સત્યસ્વરૂપ એવા જે જ્ઞાનીઓને મારીજ કૃપાવડે આત્માનું દર્શન કરાવું છું. જોઇયે તો આખી પૃથ્વી પ્રકૃમણા કરે, જોઇયે તો ચોરાસી લક્ષ તિરથોમાં જાય, ને જોઇયે તો જોગી થઇ હીમાલય પર્વતમાં રહી આયુષ્ય કાઢે, છતાં પણ મારી કૃપાવિના આત્માનું દર્શન થતું નથી. પ્રણ જેની સર્વે પ્રાણી ઉપર સમાન બુદ્ધી છે, જેને પથ્થર તથા સુવર્ણ ઉપર સરખો ભાવ છે, જે મમતા રહિત છે, અને કેવળ મારેજ પરાયણ થઈ, સર્વે કર્મો મુનેજ અર્પણ કરી મારે વિષેજ દિવસ નિર્ગમન કરનાર, એવા મારા ભક્ત ઉપર હું બહુજ પ્રસન્ન છું. અને અંતે તેને મારૂં પરમ કલ્યાણકારી મોક્ષપદ આપું છું. માટે હે અર્જુન, તું સદાય નિષ્કામ કર્મો કરી આ અશ્વત્થ વૃક્ષનો નાશ કર. ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા વિષે પુરુષોત્તમ યોગ નામનાં પંદરમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.



## અધ્યાય ૧૬મો.



**અર્જુન** કહેછે—હે પ્રભુ તત્વજ્ઞાનને કેવી પ્રકૃતિવાળો જાણી શકે, અને કોણ ન જાણી શકે, તે કૃપા કરી કહો.

**શ્રી ભગવાન** કહેછે--હે અર્જુન પ્રકૃતિ બે જાતની હોય છે. એક દૈવી તથા બીજી આસુરી, એમ બે પ્રકારની છે. તેમાં દૈવી પ્રકૃતિથી જ્ઞાનનો અધિકારી થાય છે. તેવી દૈવી સંપત્તીનાં ગુણ તું સાંભળ. અભયપણું, દાન ઇશ્વર અર્થે બીજાને આપવામાં તત્પર, દમ, યજ્ઞ, બ્રહ્મયજ્ઞ, જપ-યજ્ઞ, તપયજ્ઞ, ચાંદ્રાયણાદિક વૃત વગેરે, અહિંસા કરવી નહીં, સત્ય બોલવું, ક્રોધરહિત એટલે કોઇ પ્રહાર કરે, તોપણ વિકાર લાવવો નહીં. ત્યાગ, ઉદારતા, શાંતી, કોઇની પાછળ કોઇના અવગુણ ગાવાં નહીં. દીન પ્રાણીઓ ઉપર દયા કરવી, અલોભ, કોમળતા, અકાર્ય કરવામાં લોક લજ્જા, તેજ એટલે પ્રતાપ, ક્ષમા એટલે અપમાન થતાં પણ ક્રોધ કરવો નહીં. ધૈર્ય, શૌચ, અદ્રોહ, અભિમાન રહિત, ઉપર પ્રમાણે આ છવીસ લક્ષણો દેવોને યોગ્ય એવી દૈવી સંપત્તી ભોગવવા માટે જન્મેલા, અર્થાત્ ભવિષ્યમાં કલ્યાણ સુખ ભોગવનારા મનુષ્યોમાં હોય છે. અને દૈવી

પ્રકૃતિ મોક્ષ મેળવવાનું સાધન છે. હવે આસુરી સંપત્તી કહુંછું, તે સાંભળ. હે અર્જુન, દંભ ધર્મનો ખોટો ડોળ, દર્પ એટલે ધન, વિદ્યા આદિને લીધે મનમાં થયેલો મદ, પોતાને વિષે પૂજ્યપણાનું અભિમાન, ક્રોધ, ક્રુરતા અને અજ્ઞાન આટલાં લક્ષણો, આસુરી સંપત્તી ભોગવનાર મનુષ્યોમાં હોય છે. અને અંતે તેથી નર્કનો અધિકારી થાય છે. દૈવી સંપત્તીને મોક્ષકારક માની છે અને આસુરી પ્રકૃતિને બંધનકારક માની છે. એટલે આસુરી સંપત્તીવાળો સદાય સંસારી છે. હે પાંડુપુત્ર અર્જુન, તું શોક કરમાં, કારણકે તું દૈવી સંપત્તિ ભોગવવા માટે જન્મ્યોછે. હે અર્જુન આ જગતમાં દૈવી તથા આસુરી એમ બે પ્રકારની સૃષ્ટી છે. તેમાં તુને દૈવી સંપત્તિ વિસ્તારથી કહી. હવે તું મારી પાસેથી આસુરી સૃષ્ટી સાંભળ. આસુરી સ્વભાવવાળા મનુષ્યો ધર્મમાં પ્રવૃત થવું, અને અધર્મમાંથી નિવૃત થવું, આ વાત જાણતાંજ નથી. માટે તેઓમાં પવિત્રતા, સદાચાર તથા સત્ય હોતું નથી. આસુરી સંપત્તિવાળા પુરુષો કહેછે, કે આ જગતમાં વેદ, પુરાણ આદિ કોઇપણ શાસ્ત્ર સાચાં નથી, પરંતુ ખોટાં છે. અર્થાત શાસ્ત્ર ઉપર જેને બીલકુલ શ્રદ્ધા નથી. વળી કહેછે જે, જગતનાં કર્ત્તા પરમેશ્વર નથી. પણ, સ્ત્રી પુરુષનાં સમાગમથીજ જગત્ ઉત્પન્ન થાય છે. આવી અલ્પબુદ્ધીવાળા

હિંસાવાળાં કર્મ કરનારા મુઢ લોકો, દંભ, માન અને મદવાળા, દારૂ, માંસાદિ તથા અપવિત્ર વસ્તુનો આહાર કરનાર, તથા અપવિત્ર વસ્તુનો જેમાં ઉપયોગ કરવામાં આવેછે, એવાં અપવિત્ર વૃત કરનારા પુરુષો અમુક મંત્રવડે અમુક દેવતાને આરાધીને ધનના ભંડારોને સંપાદન કરવા સારૂ અથવાતો કોઇથી પણ પુરી શકાય નહીં, તેવી ઉચ્ચકામનાનો આશ્રય કરીને ક્ષુદ્ર દેવતાઓની આરાધના કરેછે, એવા આ જગતનાં શત્રુઓ થઇ જગતનોં નાશ કરવા માટે જન્મ ધરેછે. વળી ઘણીજ આશાઓમાં બંધાયલા કૃતઘ્ની, ક્રોધને વશ થયલા અન્યાય કરીને ધનના ઢગો એકઠા કરવાની ઈચ્છા કરેછે. આજે મેં આ મનગમતી વસ્તુ મેળવી. હવે હું આ કામ કરીશ, મારી પાસે આટલું ધન છે, અને હવે પછી આટલું ધન મળશે. મેં આ શત્રુને માર્યો અને બીજા શત્રુઓને મારીશ. હું મારા કુટુંબમાં સૌથી સુખી છું, હું કેવો દાનેશ્વરી છું, હું કેવો બળવાન છું, અને હું ધનવાન છું, અને હું કુલીન છું, મારા જેવો બીજો જગતમાં કોણ છે, અને મારી કીર્તી ગાનારાઓને હું દાન આપીશ. આવી અજ્ઞાનતાને લીધે મિથ્યા મોહને વશ થયેલા ભક્તોને દુઃખ દેનારા, બીજાઓની નિંદા કરનારા, મારોજ દ્વેષ કરનારા અને ક્રુર સ્વભાવવાળા અધમ પુરુષોને, જન્મમરણનાં માર્ગ-

રૂપે આ સંસારમાં પણ આસુરી એટલે મહા ક્રુર અને વાઘ વગેરેની નીચ યોનીમાંજ હું નિરંતર નાંખુંછું.

હે કુંતાના પુત્ર, આસુરી યોનીમાં જન્મેલા તે મુઢલોકો પ્રત્યેક જન્મે મુને પામ્યા વગર ક્રમે કરીને અધમ કરતાં પણ અધમ ગતીને પામેછે. હે અર્જુન કામ, ક્રોધ, લોભ, એ ત્રણ પ્રકારનું નર્કનું દ્વાર છે, અને તે આ આત્મા જે શુદ્ધ સત્વ ગુણી છે, તેને નીચ યોનીમાં નાંખેછે, માટે એ ત્રણેનો સર્વથા ત્યાગ કરવો ઉચિત્ત છે. અને કામ, ક્રોધ, લોભ, એ ત્રણેથી મુક્ત થયેલો મનુષ્ય પોતાનાં શ્રેય સાધનરૂપ તપ, યોગ આદિ કરેછે, તો તે પરમગતીને–મોક્ષને પામેછે. જે પુરુષ વેદ વિહિત ધર્મનો ત્યાગ કરી ઈચ્છાનુસાર વર્તેછે, તે મનુષ્યને તત્વજ્ઞાન મળતું નથી, તેમ મોક્ષ પણ મળતો નથી. માટે હે અર્જુન શ્રુતી, સ્મૃતી તથા પુરાણાદિને પ્રમાણ ગણવાં અને શાસ્ત્રવિધિએ કહેલું કર્મ જાણીને કર્માધિકારી થયો થકો તું અધિકાર પ્રમાણે કર્મ કરવાને યોગ્ય છે. અને મનની શુદ્ધિમાં, શુદ્ધ જ્ઞાનમાં તથા મુક્તિમાં મુખ્યત્વે કર્મ કારણ છે. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે દૈવાસુર સંપદ્ધિ ભાગ યોગ નામના સોળમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

—:૦:—

## અધ્યાય ૧૭મો.



**અર્જુન** કહેછે—હે પ્રભુ જે મનુષ્ય શાસ્ત્રથી વિરૂદ્ધ થઇ અશ્રદ્ધાએ તમને ભજેછે, તેની શું ગતી થાય છે, તે કૃપા કરી કહો.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન, શ્રદ્ધા ત્રણ પ્રકારની છે. સાત્વિક, રાજસ અને તામસ. તેમાં જે મનુષ્ય જેવી શ્રદ્ધાએ મુને ભજેછે, તે પ્રમાણે તેની ગતી થાય છે. જે પ્રથમ સત્વગુણની વૃદ્ધિથી સાત્વિક શ્રદ્ધાવાળો હોય, તે ફરી પણ તે સંસ્કાર વડે સત્વગુણી શ્રદ્ધાવાળો જન્મે છે. જે પ્રથમ રજોગુણની વૃદ્ધિથી રાજસી શ્રદ્ધાવાળો હોય, તે ફરી પણ તે સંસ્કાર વડે રાજસી શ્રદ્ધાવાળો જન્મેછે. અને જે પ્રથમ તમોગુણની વૃદ્ધિથી તામસી શ્રદ્ધાવાળો હોય, તે ફરી પણ તમોગુણના સંસ્કારથી તામસી શ્રદ્ધાવાળોજ જન્મેછે. આ રીતે લોકાચાર પરંપરાએજ વર્તનારાઓ વિષે સાત્વિકી, રાજસ અને તામસી એમ ત્રણ પ્રકારની શ્રદ્ધા રહેછે. પરંતુ શાસ્ત્રને ગ્રહણ કરનારા વિવેકી જ્ઞાનવાળા પુરુષોની શ્રદ્ધા તો એક સાત્વિકજ હોય છે. સાત્વિક પુરુષો સત્વગુણી શ્રદ્ધાવાળા પુરુષો સાત્ત્વિક દેવોને પુજેછે. રાજસી-

વાળા પુરુષો રજોગુણી દેવોને પુજેછે. રાજસી દેવો જેવાકે, જક્ષ, રાક્ષસ વગેરે. અને તામસી શ્રદ્ધાવાળા પુરુષો તમોગુણી એવા યક્ષ, પ્રેતાદિ ભુત, વૈતાળ, ભૈરવ વગેરે દેવોને ભજેછે. અને શાસ્ત્રમાં પણ નહીં કહેલું એવું પાખંડી મહા ભયંકર તપ કરેછે. વળી આ શરીરમાં રહેલાં પૃથ્વી આદિ પાંચ મહાભુતોનાં સમુહને વૃથા ઉપવાસ આદિ કરી દુઃખ કરનારા, તથા શરીરમાં અંતર્યામીરૂપે હું રહું છું, તેની પણ આજ્ઞા ઉલ્લંઘીને બહુ કષ્ટ આપનારા, એવા જે અજ્ઞાની લોકો છે, તેઓને તારે આસુરી નિશ્ચયવાળા જાણવા. આહાર પણ મનુષ્યને ત્રણ જાતનો પ્રિય હોયછે, તે પણ સાંભળ. હે અર્જુન, જે આહાર કરવાથી જીવન, ઉત્સાહ, શક્તિ, આરોગ્ય અને મનનો હુલ્લાસ અને પ્રેમ તથા કોમળતાને વિષેજ વૃદ્ધિ કરનારા, રસવાળા તથા ભક્ષ્ય તથા ભોજ્યરૂપી આહાર સાત્વિકોને પ્રિય છે. ઘણું કડવું, બહુ ખારૂં, ઘણું ખાટું, અતિ ઉનું, બહુજ તીખું, મરી મરચાં વગેરે કાંગ, કોદરા વગેરે ભક્ષ્ય તથા ભોજયરૂપી આહારો રાજસીઓને પ્રિય હોયછે. રાંધ્યા પછી જેનાં ઉપર પ્રહર વીતી ગયો હોય તેવું ઠંડું પડી ગયેલું, રસવિનાનું, દુર્ગંધી, વાશી, ઉચ્ચિષ્ટ તથા ભક્ષણ માટે અયોગ્ય કલંજ આદિ ભોજન, તામસી મનુષ્યને પ્રિય હોય છે, અને તેથી આ

દેહને ઘણીક ઉપાધિ થાય છે. અને તેથી તેની બુદ્ધિ પણ મલિન થવાથી મારૂં ચિંતવન કરી શકતો નથી. યજ્ઞ પણ ત્રણ પ્રકારનાં હોય છે, તે તું સાંભળ.

શ્રી **ભગવાન** કહેછે—હે અર્જુન, યજ્ઞજ કરવો, બીજાં ફળની ઇચ્છા રાખવી નહીં. આ રીતે મનને એકાગ્ર કરીને ફળની ઇચ્છાવિના જે પુરૂષો શાસ્ત્રોમાં કહેલી વિધિ પ્રમાણે યજ્ઞ કરેછે, તે સાત્વિક યજ્ઞ કહેવાય છે. ફળની આશા રાખીને અથવા તો જગતમાં પોતાની મહુત્તા પ્રસિદ્ધ કરવા માટે જે યજ્ઞ કરવામાં આવેછે, તે રાજસુયજ્ઞ જાણવો. શાસ્ત્રોકત વિધિ-હિન, જેમાં બ્રાહ્મણોને અન્નદાન આપવામાં આવતું નથી, અને જેમાં મંત્રોનો શુદ્ધ રીતે ઉચ્ચાર થતો નથી, દક્ષણા વિનાનો તથા શ્રદ્ધાવિનાનો જે યજ્ઞ તે તામસ યજ્ઞ જાણવો.

શ્રી **ભગવાન** કહેછે--હે અર્જુન દેવ, બ્રાહ્મણ તથા તત્વવેત્તા વગેરેની પુજા, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા આ શારીર તપ કહેવાય છે. કોઇને ખેદ ઉપજાવવો નહીં, તેવું સત્ય-શ્રોતાને પ્રિય તથા વેદાભ્યાસ એ વાચિક તપ કહેવાય છે. મનની પ્રસન્નતા, કોમળતા, મૌન, મનોનિગ્રહ અર્થાત વિષયો તરફ જતાં મનને અટકાવવું, અને વ્યવહારમાં નિષ્કપટરીતે વરતનાર, આ માનસિક તપ કહેવાય

છે. હવે તપશ્ચર્યા ત્રણ પ્રકારની છે, તે કહેછે. હે અર્જુન, શ્રદ્ધાવડે ફળની ઇચ્છા રહિત એકાગ્ર મનવાળા મનુષ્ય જે તપશ્ચર્ય કરેછે, તેને સાત્વિક તપશ્ચર્યા કહેછે. સત્કાર થવા માટે તથા પુજા તથા ધનાદિના લાભ આ સર્વને માટે જે મનુષ્ય તપશ્ચર્યા કરેછે, તે તપ આલોકમાં રજોગુણી, ચળ તથા ક્ષણિક કહેવાય છે. અવિવેકથી થયેલા દુરાગ્રહવડે પોતાનાં શરીરને તથા ઇંદ્રિયાદિને પીડા કરીને, અથવા તો પરનો નાશ કરવા માટે જે તપ કરવામાં આવેછે, તે તપ તમોગુણી કહેવાય છે. હે અર્જુન દાન પણ ત્રણ પ્રકારે અપાય છે. મારે તો ઇશ્વરઅર્થે દાન આપવુંજ જોઇએ, એમ વિચાર કરીને, જે ઉપકાર કરવાને અસમર્થ છે, એવા સુપાત્ર એટલે તપસ્વી તથા શાસ્ત્રસંપન્ન બ્રાહ્મણને કુરૂક્ષેત્રાદિ પવિત્ર જગામાં અથવા તો કોઇ પર્વને દહાડે જે દાન અપાય છે, તે સત્વગુણી દાન કહેવાય છે. હું અમુકને આપીશ. તો તે બીજે વખતે મારો ઉપકાર કરશે, એવી ઇચ્છાથી અથવાતો હું દાન કરીશ, તો મને સ્વર્ગ મળશે, આવી આશાથી તથા મનમાં ખિન્ન થઇને જે દાન આપવામાં આવે છે તે દાન રજોગુણી કહેવાયછે. અપવિત્ર સ્થાનમાં અપવિત્ર વખતે વિટ તથા નાટક કરનાર આદિ કુપાત્રને જે દાન આપવામાં આવે છે તે તથા પવિત્ર દેશ અને સુપાત્ર બ્રાહ્મણનો સત્કાર કર્યા વિના

તિરસ્કારપૂર્વક જે દાન આપવામાં આવેછે, તે તમોગુણી દાન કહેવાય છે. અને તમોગુણી દાનથી બુદ્ધિ ભ્રષ્ટ થાયછે. અને કોઇ વખત ધનનો પણ નાશ થાયછે, તેમ પ્રભુથી વિમુખ પણ થાયછે. અર્જુનને શંકા થઇ જે આ રીતે વિચાર કરતાં તો બહુધા યજ્ઞ, દાન, તપ આદિ સર્વે રાજસ અને તામસ ગણાશે. માટે યજ્ઞયાગાદિક અર્થે શ્રમ કરવો એ ફોગટ થઇ પડશે. આવી શંકા કરતાં શ્રી **ભગવાન** કહેછે, જે હું પરમાત્માનાં ॐ તત્સત્ એ ત્રણે નામો ઘણાંજ શ્રેષ્ટ છે. તે સર્વે કર્મોને ઉત્તમ ગુણવાળા કરવા માટે સર્વે કર્મો કરતી વખત ॐ તત્સત્ એમ બોલવું. જેથી રાજસ-તામસ કર્મો પણ સાત્વિક થાયછે. માટે હે અર્જુન જે શ્રદ્ધાએ કરી મારાજ અર્થે જપ, તપ, યજ્ઞ, દાન વગેરે કર્મ કરેછે, તે ઉત્તમ એવા મોક્ષ પદને આપેછે. અને અશ્રદ્ધાએ કંઇ પણ જપ, તપ, યક્ષ, દાન વગેરે જે કર્મ કરેલ હોય, તે નિષ્ફળ જાયછે. માટે હે અર્જુન તું શ્રદ્ધાવાળો થા, અને સર્વે કર્મો શ્રદ્ધાથી કર. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે શ્રદ્ધાત્રય વિભાગ યોગ નામના સત્તરમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.

——:o:——

## અધ્યાય ૧૮મો.



**અર્જુન** કહેછે– હે મહા બાહુવાળા ઇંદ્રિયોને વશ રાખનારા, અધમ ઓદ્ધારણ પ્રભુ સન્યાસ તથા ત્યાગનું જુદું જુદું સ્વરૂપ જાણવાની મુને ઇચ્છા છે, માટે કૃપા કરી કહો.

**શ્રી ભગવાન** કહેછે–હે અર્જુન, સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો, પુત્રની કામનાવાળાએ યજ્ઞ કરવો, તેને તથા ફળોની સાથે સર્વે કર્મોનો ત્યાગ કરવો, તેને સન્યાસ કહેછે. અને નિત્ય નૈમિત્તિક તથા કામ્ય કર્મોનાં માત્ર ફળનોજ ત્યાગ કરવો તેને ત્યાગ કહેછે.

ત્યાગ પણ ત્રણ પ્રકારનાં છે તે તું સાંભળ.

કામ્ય કર્મ બંધનકારક છે, માટે તેનો ત્યાગ કરવો વાજબી છે. પણ નિત્ય કર્મો તો ચિત્તને શુદ્ધ કરી મોક્ષ આપેછે, માટે તે અવશ્ય કરવાંજ જોઇયે. છતાં પણ અજ્ઞાનથી તેનો ત્યાગ કરવો, એ તામસ ત્યાગ કહેવાય છે.

જે પુરુષ આત્મજ્ઞાન વિના નિત્ય કર્મ કેવળ દુઃખકારક છે, આમ જાણીને શરીરને મહેનત થવાના ભયથી તે કર્મોનો ત્યાગ કરેછે, તે રાજસ ત્યાગ કહેવાય છે. અને તે રજોગુણી ત્યાગનાં ફળને એટલે જ્ઞાનને પામતો નથી.

હે અર્જુન જે પુરુષ કર્ત્તાપણાનું અભિમાન કરતો નથી, અને તેના ફળની આશા પણ રાખતો નથી, પણ મારે તે અવશ્ય કરવા યોગ્ય કર્મો કરવાંજ જોઇએ, એમ મનમાં જાણી આવશ્યક કરવા યોગ્ય કર્મો કરેછે, તેને મેં સાત્વિક ત્યાગ માન્યો છે. રાજસ તથા તામસ ત્યાગ કરતાં સાત્વિક ત્યાગ અતિ ઉત્તમ છે. અને તેથી અંતે મારા પરમપદને પામેછે. અનિષ્ટ, નારકીપણું, ઇષ્ટદેવતાપણું અને મિશ્ર એટલે મનુષ્યપણું એ રીતે પાપ, પુણ્ય અને ઉભયમિશ્ર કર્મોનું જે ત્રણ પ્રકારનું ફળ પ્રખ્યાત છે, તે સર્વ ફળ મરણ પછી કામનાવાળા પુરુષોનેજ લોકાંતરમાં મળેછે. પરંતુ જેઓ સન્યાસીઓ (કર્મોના ફળનો ત્યાગ કરનાર) છે, તેઓને આ ત્રિવિધ કર્મોનાં ફળો કોઇ વેળા પણ પ્રાપ્ત થતા નથી. કારણકે તે સાત્વિકો, પાપરહિત હોય છે. અને ફળની આશા રાખ્યા વિના પરમાત્માને કર્મો અર્પણ કરેછે. તેથીજ અંતે પરમપદને પામેછે. જ્ઞાન પણ ત્રણ પ્રકારનું છે. હે અર્જુન બ્રહ્માથી લઇને સ્થાવર પર્યંત સર્વ પ્રાણીઓ પરસ્પર ભિન્ન ભિન્ન છે. તેમાં એકરૂપે વ્યાપક, એક અને વિકાર રહિત, એવા પરમાત્માનાં સ્વરૂપને જે પુરુષ જ્ઞાન વડે જાણેછે, તે જ્ઞાનને સાત્વિક જાણવું. જે જ્ઞાન વડે સર્વ

શરીરમાં વસ્તા વસ્તુતાએ એક ક્ષેત્રજ્ઞને અનેકરૂપે સુખી અને દુઃખી આદિ જાણેછે, તે જ્ઞાનને રાજસ જાણવું.

એક કાર્યમાં એટલે દેહમાં અથવા તો પ્રતિમાદિમાં આટલોજ આત્મા છે, અથવાતો આટલાજ ઇશ્વર છે. આવું એકમાંજ સંપૂર્ણપણાનું યુક્તિહિન પરમાર્થ રહિત તથા આગ્રહવાળું જ્ઞાન હોય છે, તે જ્ઞાનને તામસ જ્ઞાન કહ્યું છે.

હવે કર્મ ત્રણ પ્રકારનાં છે, તે તું સાંભળ.

જે કર્મ નિત્યકર્મ હોય, કર્ત્તાપણાનાં અભિમાન રહિત હોય, પુત્ર વગેરે ઉપર પ્રેમ વધારવા સારૂ અથવા તો શત્રુ ઉપર ખોટી લાગણી માટે જે કર્મ કરેલું ન હોય, તથા ફળની ઇચ્છા વિનાનાં પુરુષે જે કર્મ કરેલ હોય તે સાત્વિક કર્મ કહેવાય છે.

ફળ મેળવવાની ઇચ્છાવાળો પુરુષ તથા મારા સરખો કોઇ વેદવેત્તા નથી, આવા અહંકારવાળો પુરુષ જે કર્મ કરેછે, તે તથા જે કર્મ બહુજ કલેશવાળું હોય છે, તે કર્મને રાજસ કહ્યું છે.

ભાવિ શુભાશુભ માટે વિચાર, ધનનો ખર્ચ, પરને પીડા, પોતાનું સામર્થ્ય, આ સર્વનો વિચાર કર્યા વિના

કેવળ મોહથીજ જે કર્મ કરવામાં આવે છે, તે કર્મ તામસ કહેવાય છે.

હું કર્ત્તા છું આવા અભિમાનથી મુક્ત, ગર્વિષ્ટ ભાષણ નહીં કરનાર, ધૈર્ય તથા ઉદ્યમવાળો, આરંભેલા કર્મની સિદ્ધિ તથા અસિદ્ધિ વિષે નિર્વિકાર, હર્ષવિષાદ વિનાનો આવો કર્ત્તા સાત્વિક કર્મકર્ત્તા કહેવાય છે.

પુત્રાદિ ઉપર પ્રેમ રાખનારો, કર્મનાં ફળની ઇચ્છાવાળો અને બીજાનાં ધનની આશા રાખનારો, અપવિત્ર, લાભથી હર્ષ તથા હાનિથી શોક કરનારો, આવો કર્મકર્ત્તા રાજસ કર્મકર્ત્તા કહેવાય છે.

ગાફલ, વિવેકરહિત, ઉદ્ધત, શઠ, બીજાનું અપમાન કરનાર, આળસુ, શોકશીળ અને દીર્ઘશુત્રાથી કર્મકર્ત્તા તે તામસ કર્મકર્ત્તા કહેવાય છે.

બુદ્ધિ તથા ધૈર્યનાં પણ ભેદ ત્રણ પ્રકારનાં છે તે સાંભળ.

હે અર્જુન, હે ધનંજય, ધર્મમાં પ્રવૃત્તિ, કયા દેશમાં કયે વખતે કયું કામ કરવા જેવું છે, તથા કયું કામ કરવા જેવું નથી તેનો વિચાર. કર્મ માટે નિર્ભયતા, અકાર્યનો ભય, અને સંસારમાં બંધન કેમ થાય છે, અને

સંસારમાંથી છૂટકો કેમ થાય છે, આ સર્વને જે બુદ્ધિ જાણેછે, તે બુદ્ધિને સાત્વિકી જાણવી.

હે કુંતાપુત્ર જે બુદ્ધિવડે મનુષ્ય ધર્મને તથા અધર્મને, કાર્યને તથા અકાર્યને, ભય તથા અભયને, બંધન તથા મોક્ષને યથાર્થ રીતે જાણતો નથી, તે બુદ્ધિને રાજસી જાણવી.

હે પૃથાના પુત્ર અર્જુન, તમો ગુણથી ઢંકાયલી જે બુદ્ધિ અધર્મને ધર્મ માનેછે, અને સર્વ પદાર્થને વિપરિત જાણેછે, તે વિપરિત બોધ ગૃહણ કરનારી બુદ્ધિને તામસી બુદ્ધી જાણવી.

હે પૃથાના પુત્ર ચિત્તના એકાગ્રપણાથી વિષયાંતરમાં ન જનારા મનની, પ્રાણની અને ઇંદ્રિયોની ક્રિયાને જે પુરૂષ ધિરજવડે રોકી રાખેછે, તે ધિરજ સાત્વિકી જાણવી.

હે પૃથાના પુત્ર અર્જુન જે ધિરજવડે ધર્મ, અર્થ તથા કામને મુખ્યતાથી ધારણ કરેછે, અને ધર્મના પ્રસંગમાં ફળની આશા રાખેછે, તે ધિરજ રાજસી ગણાય છે.

હે કુંતાના પુત્ર અર્જુન, બહુજ અવિવેકી બુદ્ધિ-વાળો મનુષ્ય જે ધિરજવડે, સ્વપ્ન, ભય, શોક, વિષાદ તથા મદને છોડતો નથી, તે ધિરજ તામસી ગણાય છે.

હે અર્જુન, સુખ પણ ત્રણ પ્રકારનાં છે, તે તું સાંભળ. મનુષ્યને જે સુખ વિષયસુખની પેઠે તુરતમાં ગમતું નથી, પરંતુ બહુ પરિચય કર્યા પછી જેનાં ઉપર પ્રસન્નતા આવેછે, જે સુખ મન સંશયને આધિન હોવાથી, આરમ્ભમાં વિષની પેઠે લાગેછે, અને પરિણામે અમૃતની પેઠે સુખકારક થઇ પડેછે તથા જે સુખ આત્મરૂપ બુદ્ધિની નિર્મળતાથી ઉત્પન્ન થયેલું છે તે સુખને યોગીઓ સાત્વિક સુખ કહેછે.

વિષયોનાં તથા ઇંદ્રિયોનાં સંયોગથી થયેલું સ્ત્રી-સંભોગાદિ સુખ આરંભમાં અમૃતના જેવું લાગેછે, પણ તે આલોકમાં તથા પરલોકમાં દુઃખકારક હોવાથી પરિણામે વિષ જેવું ભયંકર થઇ પડેછે, માટે તે સુખને રાજસ સુખ જાણવું. જે આરંભમાં તથા અંતમાં મનને મોહિત કરેછે, નિંદ્રા, આળસ તથા ગાફલપણાથી ઉત્પન્ન થાય છે, તે સુખને તામસ સુખ કહેલ છે.

પૃથ્વિઉપર મનુષ્યાદિમાં અને સ્વર્ગની અંદર દેવતા-ઓમાં પણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં સાત્વિકાદિ ત્રણે ગુણોથી મુક્ત કોઇપણ પ્રાણી અથવા તો બીજું કોઇ ક્યાંયપણ નથી. એ સાંભળી અર્જુને પુછ્યું, હે ભગવાન, હે જગ-

નિયંતા, હે મહારાજ, તમારા કહેવા પ્રમાણે સર્વ ક્રિયા, કર્ત્તા, ફળ વગેરે પ્રાણીસમુહ ત્રિગુણાત્મક છે, ત્યારે તેનો મોક્ષ કેમ થાશે ? એટલે શ્રી ભગવાન કહેછે, હે કુંતાપુત્ર અર્જુન, પોતપોતાનાં અધિકાર પ્રમાણે કર્મોવડે પરમાત્માં એટલે મારૂં આરાધન કરવું, કે જેની કૃપાથી મળેલાં જ્ઞાનવડે મનુષ્યનો મોક્ષ થાય છે. હે પૃથાપુત્ર અર્જુન, પૂર્વ જન્મનાં સંસ્કારોથી ઉત્પન્ન થયેલાં સાત્વિકાદિ ગુણોવડે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્રોનાં જુદાં જુદાં કર્મો (ધર્મ) છે તે તું સાંભળ. મનની શાંતિ, બાહ્યાદિની શાંતિ, શારીરાદિ તપ, બહાર અને અંદરની પવિત્રતા, ક્ષમા, સરળતા, શાસ્ત્રોક્ત જ્ઞાન, અનુભવ તથા આસ્તિકતા આટલાં બ્રાહ્મણનાં સ્વભાવિક કર્મ છે. એટલે તેવા ગુણ ગ્રહણ કરવાં તે બ્રાહ્મણનો ધર્મ છે. પરાક્રમ, તેજ, ધૈર્ય, કુશળતા, યુદ્ધમાં પાછી પાની કરવી નહીં, ઉદારતા અને નિયમમાં રાખવાની શક્તિ આ ક્ષત્રિયના સ્વાભાવિક કર્મ છે. ખેતી, ગોરક્ષા અને વ્યાપાર આ વૈશ્યોનાં સ્વભાવિક ધર્મ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરવી એ શુદ્રના સ્વભાવિક કર્મ છે. પોતપોતાનાં અધિકારપ્રમાણે કર્મમાં પરાયણ રહેનારો મનુષ્ય જ્ઞાનની યોગ્યતાને પામેછે. જે અંતર્યામી પરમેશ્વર વડે, પ્રાણીઓ ચેષ્ટા કરેછે, (વૈભવ

ભોગવેછે) અને જે પરમાત્માથી આ સર્વ વિશ્વ વ્યાપ્ત છે, તે પરમાત્માની પોતાનાં કર્મવડે સેવા કરીને મનુષ્ય તત્વજ્ઞાન મેળવેછે. પોતાનો ધર્મ ગુણરહિત હોય, તોપણ તેને ઉત્તમ માનવો, અને નિયમિત ઇશ્વરાર્પણ કર્મ કરવાં. પણ પોતાનો ધર્મ છોડી પરધર્મ શ્રેષ્ટ માનવો એ ઘટીત નથી. અને બીજાના ધર્મની નિંદા કરનાર પણ દોષનો ભાગી થાયછે. હે અર્જુન, જેમાં બંધુઓનો વધ કરવામાં આવેછે, આવું યુદ્ધ એ તારો સ્વધર્મ છે. તેનો ત્યાગ કરી ભિક્ષાટન વગેરે પરધર્મ શ્રેષ્ટ માનવો એ ઘટીત નથી. પરંતુ સ્વધર્મનેજ ઉત્તમ માનવો એ યોગ્ય છે. હે કુંતાપુત્ર અર્જુન, જે પ્રાણી પરમાત્માની એટલે મારી ભક્તિ કરતો નથી, તેને પશુસમાન જાણવો. અને એવા મુંઢ લોકો જેમ સુરજ ઉગેછે, ને આથમેછે, તેમ પોતાની આયુષ્ય ઓછી કરેછે. મારા ભજનથી જે વિમુખ છે, તે ફક્ત પોતાની જનેતાનું જોબન હરવાને ખાતર, અને આ સંસારનો નાશ કરવામાટે જન્મ ધારણ કરેછે, એમ તારે જાણવું. કદાપી કોઇ ભક્તિહિણ મનુષ્ય વૃદ્ધ અને અશક્ત અવસ્થાએ સન્યાસી થાય, અને જંગલમાં રહી આયુષ્ય પુરી કરે, તોપણ શું ? એવા મૃગતો જંગલમાં ઘણાં ફરેછે. કદાપી કોઈ વસ્ત્ર તજીને જોગી થાય, તોપણ

શું ? પશુ પણ વસ્ત્ર વગરનાં નગ્નજ ફરેછે. જેમ લુહારની ધમણ, આખો દિવસ ધમ્યા કરેછે, તેમ મારા ભજનવિના આ અમુલ્ય આયુષ્ય ફોગટ ગુમાવેછે. એવા પ્રભુથી વિમુખ પ્રાણીને, કાગડા તથા કુતરા તથા ગધેડા સમાન જાણવા. જે કાનથી મારા ગુણ તથા મારી કથા સાંભળતો નથી, તે કાનને તારે વૃક્ષની કોતર સમાન જાણવા. જે જીભથી મારા જશ તથા કિર્ત્તન ગાતો નથી, તે જીભને તારે દેડકાની જીભ બરાબર જાણવી. જે મારા દાસને નમતો નથી, તેનાં મસ્તકને તુંબડા સમાન જાણવું. જે હાથથી મારી સેવા કરતો નથી, તે હાથને તરૂવરની શાખા જાણવી. જે નેત્રથી મારૂં દર્શન કરતો નથી, તે નેત્રને મોર-પીંછ સમજવા. જે ચાલીને હરીમંદિરમાં જતો નથી, તેના દેહને થાવર પ્રમાણે જાણવું. હે અર્જુન મારી અલૌકિક માયા તથા મારાં ગુણ સાંભળીને જેનું દીલ પીગળતું નથી, તેનાં દીલને લોઢા જેવું જાણવું. અને જે મારા દાસ મારાજ અર્થે આ સંસારમાં દિવસ નિર્ગમન કરેછે, તેની ચરણરજ અંગે લગાડતો નથી, અથવાતો તેને માન પણ આપતો નથી, તેને તારે જીવતાં છતાં પણ મુવેલાં સમજવા. હે અર્જુન જેની બુદ્ધિ સર્વ કર્મમાં આસક્તિરહિત હોય, જે અહંકારરહિત હોય, અને જે ફળની ઇચ્છારહિત હોય,

તે જેમાં ઉત્તમ રીતે સવ કર્મની નિવૃતિ થાય છે, એવી પરમહંસની દશાને પામેછે. તે વિષે મારી પાસેથી ટૂંકમાં સાંભળ. શુદ્ધ સાત્વિક બુદ્ધિવાળો, સાત્વિક ધિરજવડે, મનને નિયમમાં રાખીને શબ્દ, સ્પર્શ આદિ વિષયોનો ત્યાગ કરીને, તથા રાગ—દ્વેષને દુર કરીને, એકાંત જગ્યામાં વસનાર, અલ્પાહાર કરનાર, વાણી, મન અને કાયાને નિયમમાં રાખનાર, નિત્ય ધ્યાનવડે, પરબ્રહ્મના દર્શન કરવા માટે તત્પર રહેનાર, અને ધ્યાનમાં ભંગ પડે નહીં, તે માટે વારંવાર દ્રઢ વૈરાગ્યનો આશ્રય કરી-હું વિરક્ત છું—આવા અહંકારનો તથા દુરાગ્રહનો તથા આડે માર્ગે લઇ જનારા દર્પનો તથા પ્રારબ્ધબળથી પ્રાપ્ત થનારા વિષયો માટે કામ, ક્રોધ તથા ધનસંગ્રહનો સારી રીતે ત્યાગ કરનાર, બળાત્કારે મળેલી વસ્તુ ઉપર મમતારહિત થયેલો તથા પરમ શાંતિને પામેલો પુરુષ બ્રહ્મરુપ થાય છે. તે પરમહંસ બ્રહ્મરુપ થયો થકો. મારી ભક્તિથી હું સર્વ વ્યાપક, જે સચ્ચિદાનંદ ધન છું તેને યથાર્થ રીતે જાણેછે, અને મુને યથાર્થ રીતે જાણ્યા પછી તે જ્ઞાન પણ શાંત થાય છે. અર્થાત્ પરમાનંદરૂપ થાય છે. માટે તું નિત્ય નૈમિત્તિક સર્વ કર્મો અંતઃકરણવડે મારે વિષે અર્પણ કરીને હુંજ જેનો પરમપુરુષાર્થ છું, એવો તું એક નિશ્ચયાત્મક બુદ્ધિથી યોગનો આશ્રય કરીને, નિત્ય

એટલે કર્મોનુષ્ઠાન વેળાએ પણ, (બ્રહ્માર્પણ બ્રહ્મહવી) એ ન્યાય પ્રમાણે મારે વિષેજ મનને અર્પણ કર.

મારે વિષેજ મન રાખનારો પુરુષ મારી કૃપાથી સર્વ દુસ્તર એવી સંસારિક દુઃખોને તરી જશે, પણ અભિમાન કરનારો પુરુષ કદી પણ મોક્ષને પામતો નથી. હે અર્જુન જગતમાં સુતાર જેમ લાકડાનાં થંભની ઉપર રહેલાં બનાવટી પુતળાંઓને દોરી સંચારથી ફેરવેછે, તેમજ અંતર્યામી, આ શરીરોમાં રહેલા સર્વ શરીરાભિમાની જીવોને પોતાની માયાવડે ભમાવતા થકા, સર્વ પ્રાણીઓનાં હૃદય પ્રદેશમાં રહ્યા છે.

હે અર્જુન, સર્વ ગુપ્તમાં પણ ગુપ્ત એવું મારૂં ઉત્તમ વચન કે, જે મેં તુને પ્રસંગે પ્રસંગે કહ્યું છે, છતાં પણ તું ફરીથી સાંભળ. તું મને બહુજ પ્રીય છે. માટે હું તને હિત કહીશ. તું મારામાં મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કર, તથા મુનેજ નમસ્કાર કર આ પ્રમાણે વર્તવાથી મારા પ્રસાદવડે જ્ઞાન મેળવીને મનેજ પામીશ, તેમાં તારે સંદેહ કરવો નહીં. પરમેશ્વરની ભક્તિથીજ સર્વ વસ્તુનો લાભ થશે. આવા દ્રઢ વિશ્વાસવડે વિધિનું દાસત્વ છોડી એક મારેજ શરણે આવ. તું શોક કરમાં.

હું એક મારોજ આશ્રય કરનાર તુંને સર્વ પાપમાંથી મુક્ત કરીશ.

સ્વધર્માચરણ કરતો ન હોય, ગુરૂ અને ઇશ્વર ઉપર ભક્તિ ભાવરહિત હોય, શાસ્ત્ર શ્રવણની જેને ઇચ્છા ન હોય, તથા મુને મનુષ્ય ગણીને મારા ઉપર દોષારોપ મુકી મારી નિંદા કરતો હોય, તેને તારે આ ગીતા શાસ્ત્રનું જ્ઞાન કોઈ દિવસ કહેવું નહીં. જે પુરુષ આ પરમગુપ્ત એવું ગીતાનું તત્વ મારા ભક્તોને સંભળાવશે અથવા સાંભળશે ને મનન કરશે, તે મારે વિષે પરમ ભક્તિ ધારણ કરીને સંશયરહિત થયો થકો, મુનેજ પામશે. ઇતિ શ્રીમદ્ ભગવદ્ ગીતા વિષે સન્યાસ યોગ નામનાં અઢારમા અધ્યાયનો સાર સંક્ષેપમાં સંપૂર્ણ.



# સુચના.



ધણીજ આશ્ચર્યની વાત છે. જે જીવ ઇશ્વરની માયાને આધિન થઇને ગતાગત્-જન્મમરણથી મુક્ત થતો નથી. ઇશ્વરની માયા બહુજ આશ્ચર્યકારક છે. અરેરે, મહા ખેદની વાત છે, જે, પોતાના હજારો જન્મ થઇ ગયા, તેમ પોતાનાં પૂર્વજો પણ મરી ગયેલા જોયા, તેમ પોતાની નજરે હજારો જીવને મરતાં દેખેછે. વળી મર્ણ રૂપી માથે કાળચક્ર ફર્યા કરેછે. તથાપી જીવ નાના પ્રકારનાં કુકર્મ કર્યા કરેછે, અને તે કર્મથી લક્ષ ચોરાસી યોનિઓમાં ફર્યા કરેછે. એક ઘડી પછી શું થશે તેની પણ ખબર નથી, છતાં સંસારમાં "હું" અને "મારૂં" છોડતો નથી, બહુજ ખેદની વાત છે. પોતાના કર્મથી ઉંચનિચ યોનીઓમાં પડી, સુખ યા દારૂણ દુઃખ ભોગવેછે, પરંતુ મોક્ષદાતા, સદાશીવ તથા વાસુદેવ ભગવાનનું ભજન કરતો નથી. જાણેછે, જે, જેવા કૃત્ય કરીશ, તેવા ભોગ ભોગવીશ, છતાં પૂર્ણ પરિબ્રહ્મ એવા પરમાત્માનું રટણ કરતો નથી, તે કરતાં બીજું આશ્ચર્ય શું? ધણીજ નવાઇની વાત છે. જેમ દિવાની જોતમાં મોહિત થઇને પતંગીયો પડેછે ને પોતાનો પ્રાણ ખુવેછે, તેમજ આ મોહરૂપી માયામાં જીવ મોહિત થઈ પોતાની અમુલ્ય આયુષ્ય ગુમાવેછે, અને હરિહરનું ભજન કરતો નથી, તેથી વધારે બીજું શું આશ્ચર્ય છે! મહા ખેદની વાત છે. માટે હે ભાઇ તું આ ક્ષણિક સુખમાં ખોટો મોહિત નહીં થતાં, ચોરાસી લક્ષ યોનીમાંથી છુટવામાટે સત્કર્મો કર, અને હરીહરનું ભજન કર, જેથી તારી મુક્તિ થાશે. શાંતિ! શાંતિ!! શાંતિ!!!

